## નાટકો : નવાં અને જૂનાં

### શરતના ઘોડા

યશવંત પંડ્યા કૃત ચાર
ભજવી શકાય તેવાં ચોટદાર
મર્માળાં નાટકો : રૂા. ૧-૮



### રણસંગ્રામ

ઇન્દુલાલ યાજ્ઞિકનાં ત્રણ
ક્રાન્તિપ્રેરક નાટકો
રૂા. ૧-૮



### સરી જતું સુરત

ધનસુખલાલ મહેતા કૃત
'અમે બધાં' ઉપરથી રંગદર્શી
નાટક : સાત દશ્યોમાં
રૂા. ૧-૪



### લગ્નની બેડી

આચાર્ય અત્રેનું રંગ અને
રમુજની છોળો ઉડાડતું
પ્રહસન : રૂા. ૨-૦



### વરઘોડો

ઇન્દુલાલ યાજ્ઞિક કૃત જાગૃત
સ્ત્રીત્વનું ઝલકદાર રોમાંચક
નાટક : રૂા ૧-૪



### રંગલીલા

વિવિધ હાસ્યરસિક લેખકોની
કૃતિઓના મિશ્રણનો મુરબ્બો
રૂા. ૦-૧૪



ત્રિપાઠી : બુકસેલર્સ : મુંબઈ-૨

# મુક્તિ-માર્ગ

સામાજિક ત્રિઅંકી નાટક

[illegible] બંધુ

અઢી રૂપીઆ



એન. એમ. ત્રિપાઠી લિમિટેડ
બુકસેલર્સ · પબ્લીશર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ

प्रथम आवृत्ति ५००

संवत २००० ई. स. १९४४



સમર્પણ

અંતરનાં સૌ સ્નેહીજનોને

વસંતપંચમી
વિ. સ. ૨૦૦૦

બંધુ



પ્રકાશક :
કૃષ્ણરાજ જે. નાગજી
૧૮૧, વિઠ્ઠલભાઈ પટેલ રોડ,
ગિરગામ મુંબાઈ નં. ૪.

મુદ્રક :
આર. આર. બખલે
'મુંબઈ વૈભવ પ્રેસ.'
સેન્ડહર્સ્ટ રોડ, મુંબાઈ નં. ૪.

# પ્રસ્તાવના

રા. બંધુના શાળા જીવનથી હું એમને જાણુતો આવ્યો છું; એમનું ઘડતર અને વિકાસ થતાં મે જોયાં છે; બલ્કે અમુક અંશે પિછાણ્યાં પણ છે. મતલબે માનવ જીવનમાં ઉપસ્થિત થતા જીવન ઝંઝાવાતમાં જગવાનો યત્ન કરતા માનવીઓમાં પણ અમુક વ્યક્તિઓ, જીવનના પ્રશ્નો સાથે ઝઘડતાં ઝઘડતાંએ, માનવ મનની અન્ય પ્રવૃત્તિઓને એનો ઉચ્ચ સાક્ષાત્કાર આપવા, એને દૈહિક સ્વરૂપ આપવા મથે છે એમાંના એક ભાઈ એ ભાઈ રા. બંધુ એમ કહું તો અતિશયોક્તિ નથી જ. છેલ્લા બે દશકાઓથી માનવ સંસ્કૃતિ વાનરફાળ ભરી રહી છે અને જીવનના સમતોલપણાને હલબલાવી રહી છે. સાહિત્ય એ સંસ્કૃતિનું પ્રથમ અને પ્રધાન્ય પ્રતીક અને એનું દૈહિક સ્વરૂપ છે. મતલબે સંસ્કૃતિના પલ્ટાતાં વસનો સાહિત્ય વસાવે અને એ વાઘા ઓઢીને પોતાનો ઓપ, જનતાની ભૂખ સંતોષવા અને જનગણ સમક્ષ આવતી વિટંબણાઓમાંથી એને માર્ગદર્શન કરવા, આગળ ધરે એનું નામ તે જનતાનું સાહિત્ય.

આવો કંઈક પ્રયાસ રા. બંધુએ 'મુક્તિ–માર્ગ' લખીને કર્યો છે એવી ઝાંખી એ વાંચતાં મને થઈ અને વાંચકોને થશે એમ હું માનું છું.

મિલ્કતદાર અને મિલ્કત–વિહોણાઓ વચ્ચે આજે જગતભરમાં વૈમનસ્ય અને અંતર વધતું જાય છે: જેના પડઘારૂપે આજે સમસ્ત યુરોપમાં, બલ્કે પૃથ્વીના લગભગ સારાયે પડમાં વિકાળ કાળને કંપાવે એવો કારમો નાશ, આજનું જગત, મૂગાં ઢોરોની જયમ, નિહાળી રહ્યું છે અને જાણે એ અટકાવવા પોતે લાચાર હોય એમ દયાદ્ર અરણ્યરૂદન કરી રહ્યું છે.

આ દેશમાં એ વૈમનસ્ય અને અંતરના પ્રત્યાઘાતો વ્યકિતગત, સામાજીક અને રાજકીય ક્ષેત્રોમાં છંટાવ કરી રહ્યા છે અને એમાં સમાજ 'ગુણાઃ પૂજાસ્થાનં ગુણિષુ' એ સૂત્રને વિસરતાં શિખ્યો છે. કાંચનમાં સર્વ ગુણો છે એવું સમાજ માનતો આવ્યો છે પણ કાંચનમાં રહેલી કિંમત એ કિંમતજ છે પણ 'મૂલ્ય' નથી એ વાતને ઉઘાડી પાડવાનો રા. બંધુનો યત્ન આદરણીય છે.

જો કે રા. બંધુએ કેટલાક અટપટા પ્રશ્નો ઉભા કરી એના ઉપાયો કે વિગતો રજુ કર્યા વિના એમજ છોડી દીધા છે છતાંય એમનો પ્રયાસ અવશ્ય પ્રશંસા માગી લ્યે છે.

રેંટિઓ, યંત્રવાદ અને સ્વદેશને માટે સહજ સમજાવો જોઇએ એવા સ્વભોગની બાબતોને પણ એમણે છેડીને એમજ છોડી દિધી છે જેથી 'અધુરાનાં અવળાં વ્હેણ' એવું એમાંથી સંભવે એવો અંદેશ રહે છે.

શબ્દોના સાથિઆ, ભાષાની ભભક અને ઉર્મિઓના ઉડ્ડયનથી ઉભરાતું સાહિત્ય જ્યાં ત્યાં નજરે ચડે છે પણ જીવનની વાસ્તવિકતા વિહોણું એ સાહિત્ય માનવિના જીવનના સળગતા સવાલનો સાદ પાડતું નથી પરિણામે એ માત્ર એક ધનોપાર્જનનો યા તો કીર્તિનો હેતુ યા તો બંને સાધી શકે છે ભલે પણ એથી એ સાહિત્યની ગરજ સારતું નથી; બલ્કે એને સાહિત્યનું વસન ઓઢવાનો અધિકાર નથી.

પણ સમાજ અને દેશ અને માનવતાના સળગતા પ્રશ્નોનો પડઘો પાડે, એના ઉઠતા આર્તનાદને ઝીલે અને એને શબ્દોનો દેહ આપી, જનતા સમક્ષ મુકી, એમાંની ભૂલામણીમાંથી માર્ગદર્શનનો નિર્દેશ કરે એવાં વાસ્તવવાદી સાહિત્યની આજે આપણે ત્યાં અનિવાર્ય આવશ્યકતા છે. આવો કંઇક યત્ન ભાઈ રા. બંધુએ 'મુક્તિ–માર્ગ' લખીને કર્યો હોય એમ દીસે છે એટલા પૂરતો આ પ્રયાસ જરૂર પ્રશંસાને પાત્ર બની રહે છે.

માનું છું રા. બંધુ વધુ વાસ્તવવાદી દૃષ્ટિ કેળવીને, હવે પછી, આથી વધુ સચ્ચોટ અને સર્વાંગ સુંદર સાજથી સજ્જ એવી જીવનના મહામોંઘા પ્રશ્નોનો પડઘો પાડતી નાટિકાઓ રજુ કરી, સાહિત્ય અને સંસ્કૃતિના એ અવર ઉદ્દેશને આગળ ધરશે.

ગૌતમ નિવાસ,
પ્રાર્થના સમાજ,
મુંબઈ નં. ૪.

દુર્લભ સંપટ

૧૦–૧–૪૪

## શુભેચ્છાઓ

કંઈક સામાજીક પ્રવૃત્તિઓને અંગે અમોને શ્રીયુત ભાઈ લીલાધર ગાંધીનો ઠીક પરિચય થયો છે, અને અમો તેમને સમાજના એક ઉત્સાહી યુવક તરીકે ઓળખી શક્યાં છીએ. સામાજીક વિચારણામાં તેઓના વિચાર ધ્યાનમાં લેવા જેવા છે. તેમની શક્તિ અનુસાર તેઓ સામાજીક સુધારણામાં સદા ફાળો આપી રહ્યા છે.

ભાઈ રા. બંધુ અતિશય પરિશ્રમ પછી તેઓ પોતાનું નાટક "મુક્તિ માર્ગ" આપણી સમક્ષ મૂકે છે અને તેમાં તેઓ આ યુગના કેટલાક અગત્યના પ્રશ્નો પોતાની શૈલી પ્રમાણે ચર્ચે છે જે પ્રશંસનીય છે. આ નાટકથી ખાસ કરીને માનવ સેવા માટે કયા પ્રકારના શિક્ષણની જરૂર છે તેનો આપણને ખ્યાલ આવે છે.

રા. બંધુની પ્રગતિ જોઈને અમોને આનંદ થાય છે. અમો એમના કાર્યની સફળતા ઇચ્છીએ છીએ.

પ્રમુખ : **શ્રી. બચુબાઈ ધર્મસિંહ ઠક્કર**

મંત્રીઓ : **શ્રી. બાબીબાઈ મૂલજી દયાળ**

,, **શ્રી. મધુરીબાઈ નારાયણજી કારા**

,, **શ્રી. મેનાબાઈ જમનાદાસ**

ભાટીયા સ્ત્રી મંડળ

## પરિચય

જાણે ગઈકાલની વાત દેશમાં કેટલાં યે આંદોલનો આવી ગયાં. લોકોના માનસમાં કેટલો ફરક પડી ગયો, મહાન બીજા વિશ્વયુદ્ધને પાંચ વર્ષો થવા આવ્યાં, એક દાયકો વીતી ગયો. આટલા ફેરફાર થતાં યે મારા મને જાણે ગઈકાલની તાજી વાત બની હોય.

વિદ્યાભ્યાસ સમયનું 'વિદ્યા-વિનોદ' હસ્તલિખિત દ્વિમાસિક, તેનું નાનકડું જિજ્ઞાસુ સાહિત્ય મંડળ, ભવિષ્યનાં સ્વપ્નાં સેવતું વામનજીનું

જુથ, તેમાંથી ઉપજેલા હાલના સમાજસેવકો, ચિત્રકારો અને નાટ્યકારો. એમના વિચારોમાં થયેલું નવું પરિવર્તન એ જ ગઈકાલની વાતનું ગુંજન અત્યારે કાનમાં થઈ રહેલ છે. એ મંડળના સભ્યો તરફ દૃષ્ટિ ફેરવતાં એમ જણાય છે કે આ સૃષ્ટિ મૃગજળની માફક વારંવાર રંગ બદલી નાખે, એ કલ્પના હોવી જોઈએ.

રા. રા. બંધુ એ પ્રવૃત્તિના માનદ સભ્ય. તે વખતે આ વિચારોનાં પ્રતિબિંબ તે વખતનાં તેમનાં લખાણો જોઈ ભવિષ્યકથન થયેલું કે તેમની કુચ આગે થંભવાની નથી. ભલે વખતને અનુસરી, મુશ્કેલીમાં મૂકાતાં, એ પ્રવૃત્તિ બાજુએ રહે છતાં યે વખત આવતાં જ્વાળામુખીની માફક પાછી ભભુકી ઉઠે. એમના સામાજિક કાર્યો નવી પેઢીને સારો માર્ગ હંમેશાં બતાવતાં રહ્યાં છે. નાના વર્તુળમાં નહિ, પણ દરેક ક્ષેત્રમાં તેમના વિચારોએ ખળભળાટ મચાવ્યો છે. તેઓ જ્ઞાતિ તેમજ સમાજમાં માન મેળવેલ એક આશા આપતા યુવાન ઈજનેર છે. અંતમાં તેમની પ્રવૃત્તિમાં યશ મળી તેઓ જલદી દેશમાં આગળ આવે એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના.

તેમનાં આંદોલનનું આ પહેલું પુષ્પ યશસ્વી નીવડે એ જ આશાથી હું અહીં વિરમીશ.

૨૦ મી ડીસેમ્બર, ૧૯૪૩. **ખીમજી તુલસીદાસ ઉદેશી**

તંત્રી : 'વિદ્યા–વિનોદ' દ્વિમાસિક.

## ધ્વનિ

શ્રીયુત રા. બંધુનો પરિચય જ્યારે મને થયો ત્યારે જગતમાં મને મારા જેવો બીજો સાહિત્યકાર ઈજીનીયર મળવાનું ગૌરવ ઉત્પન્ન થયું. રા. બંધુનું સાહિત્ય પ્રત્યે વલણ નિસ્વાર્થી અને પ્રેમાળ છે. જડ અને નિષ્ઠુર વ્યવસાયમાં રહીને સાહિત્ય સેવા કરનારની કદર બીજા અન્ય સાહિત્યકારોની તુલનામાં અનેક ગણી સારી ગણાવીજ જોઈએ એમ મારો મત છે. રા. બંધુ ગુજરાતને અશ્લીલ અને બીભત્સ સાહિત્ય નથી આપી શકતા એજ એમના લેખનની મહત્તા

બતાવે છે. એમના સાહિત્યમાં પ્રેરણા છે, પ્રાણ છે, અનુરાગ છે અને જો અભાવ છે તો ફક્ત ક્ષુલ્લક 'પેમલા પેમલી' ની વાતોનો. એ સાહિત્ય ગુજરાતમાં સુસુપ્ત સાહિત્ય ને આગળ ધપાવશે. રા. બંધુની અમૂક વાતો તો એક વાર વાંચ્યા પછી હંમેશ ધ્યાનમાં અંકિત થઈ રહે છે. આશા છે કે રા. બંધુ ગુજરાત ને પોતાનો ફાળો નિરંતર આપતા રહેશે. અને પોતાના અમૂલ્ય સમયમાંથી થોડો સમય જર્જર અને મૃતપ્રાય ગુજરાતી સાહિત્યને માટે અવશ્ય જુદો રાખશે.

તા. ૭–૧૨–૪૩. લી. પંકજ

I. K. Naik, B.E., A.M.I.E. (Ind), M. R. Sani. I. (Lond). M.M.E.A. (Ind).

# પડદા પાછળ

—અને મહાગુજરાતની બૃહદ્ પ્રજાને ચરણે ગુણાતીત બની; નિર્લોભ અંતઃકરણે, હું મારાં આ પ્રથમ સાહિત્ય-યજ્ઞનો પ્રસાદ બહુજ ભાવપૂર્વક ધરૂં છું. અંતઃકરણમાં વસેલાં સૌ કોઈ પ્રિયજનો, અને મહાપ્રજા, તેને માત્ર એક સાહિત્યના 'અર્ધ્ય' તરીકેજ સ્વીકારે; અને હંસવૃત્તિએ તેમાંથી યોગ્ય વસ્તુ લઈ લે.

આ વસ્તુ સૌ સમક્ષ રજુ કરતાં હું તો પરમકૃપાળુ પરમેશ્વરની ઘડેલી સૃષ્ટિનું અવલોકન કરૂં છું; તેણે દાખવેલી માનવતાનો 'ધર્મ' યાદ કરૂં છું—અને તે વિરાટ શક્તિનાં ગુણગાન ગાઉં છું—આથી વિશેષ મારો કંઈ પણ દાવો નથી. વિશાળ સમુદ્રના જલરાશિના એક જલબિંદુ જેટલું પણ મને અભિમાન નથી—માત્ર એક ફરજનું ભાન છે: તે ફરજ અલ્પ શક્તિ અનુસાર બજાવી, 'મુક્તિ-માર્ગ,' સૌ કોઈને સોંપું છું, પ્રેમમય હ્રદયે અપાતા 'અર્ધ્ય' ને પ્રેમમય ભેટ તરીકેજ સૌ કોઈ જુવે; અને સ્વીકારે.

—અને દુનિયામાં કોઈ વ્યક્તિ એવો દાવો કરી શકે છે; કે તે તદ્દન દોષથી મુક્ત છે? — કોઈ નથી — માનવજીવન સાથે જ દોષ

તો ઘડાયેલા જ છે, માણુસ માત્ર, તેને સમજી, તેનાથી બચી ઉન્નત પંથે ચઢે, તો 'મુક્તિ–માર્ગ' મળી આવે — હું તે જ પંથે જાઉં છું — જે પંથને વેદોએ ગાયો છે અને 'ગીતા' એ ઝીલ્યો છે. તે મારો 'મુક્તિ–માર્ગ' છે.

કંઈક સુચનાઓ મળતાં લેખનના દોષોને સુધારવાનો ફરી ફરી પ્રયાસ થયો છે, છતાં તેમાં કંઈ ખામીઓ રહી ગઈ હોય તો તેટલો મારો દોષ–મહાપ્રજા, અને પ્રિયજનો, તે તરફ ઉદાર દષ્ટિએ જોઈ–મને ક્ષમા કરે. આ પ્રયાસ કરતાં, મને જે જે વ્યક્તિઓએ મદદ કરી છે શુભેચ્છા દાખવી છે તે તમામનો હું સરલ હૃદયે આભાર માનું છું.

આ નાટકનાં પાત્રો, ગુણાત્મક છે; દાખલા તરીકે, 'પુષ્પધન' એટલે 'તત્વજ્ઞાન' અને 'કલિકા' એટલે 'પ્રેરણા.' 'પ્રેરણાં' ને પ્રતાપે, 'તત્વજ્ઞાન,' ખીલે છે, દુનિયામાં તેમ જ બન્યું છે;—અને 'અનિલ કુમાર' અને 'તનમન' એ 'સ્વચ્છંદી માનસ' તરીકે છે; જે મારફતે 'સ્થૂળ' અને 'સૂક્ષ્મ' ભાવોના ભેદો બતાવવા મેં માત્ર કોષિશ કરી છે—આંતરિક, દૈવી અને આસુરી શક્તિનું યુદ્ધ સૌ કોઈ અનુભવે છે; તેમાંથી 'દૈવી' શક્તિની ઉપાસનાનો આશ્રય લઈ, જેટલે અંશે માણુસ દોષમુક્ત બને છે; તેટલે અંશે 'મુક્તિ–માર્ગ' સાંપડે છે. આજ રીતે–તમામ ભૂમિકાઓને, પાત્રો પાછળ બતાવેલા ગુણ મુજબ જોઈ–લેખનનું વાંચન થશે; તો વાંચન રસમય બની જશે– મેં તો માત્ર વૃત્તિઓનું જ આલેખન કરી–રસ, અને વસ્તુનો વણાટ કરવા પ્રયાસ કર્યો છે—

અંતમાં, 'કલા' માં સાહિત્ય કલા એ સર્વ શ્રેષ્ઠ ઈશ્વરી બક્ષિસ છે; અને 'કલા' મારફતે જ ઇશ્વિરને ઉત્તમ રીતે પિછાની શકાય છે; અને તેથી અંતઃકરણ વિશુદ્ધ બને છે. ઈશ્વરે બક્ષેલ આ શક્તિ, સૌ કોઈના હિત અર્થે વાપરવાથી–તે ખીલે છે; તે માટે માનવ–પૂજા જરૂરી છે; અને તે માનવ પૂજામાંથી કેટલોક આત્મા વિકાસ આપો- આપ મળી આવશે; અને તે જ માર્ગે જ ઉત્તરોઉત્તર, વધુ પ્રયાસથી

ઇશ્વર સાક્ષાત્કારનો માર્ગ સરળ બને છે; એમ મારૂં માનવું છે—એ માર્ગનું પગથીઉ ચૂકી જનાર કલાકાર યોગ ભ્રષ્ટ બની જાય છે—અને પોતાની શક્તિઓ ગૂમાવી બેસે છે.

યજ્ઞોમાં ખરેખર, 'સાહિત્યકલા' એ મહા યજ્ઞ છે,—આ નાટકનાં આલેખન સમયે મેં એ અનુભવ્યું છે; તો સૌ કોઇએ, તેને તેજ દ્રષ્ટિબિંદુ આપી પ્રસાદી પામવી. તે ઉપરાંત બાકી જે કંઇ રહ્યું હોય તેને યજ્ઞની પૂજાની મહા પવિત્ર ભસ્મ સમજી, તેનો તેવોજ ઉપયોગ કરવો; કારણ કે, વિરાટ તો અનંત છે, અને તે અગાધ છે.

## વસંતતિલકા

બ્રહ્માંડની આ ભરપૂર લીલા,<br>
ને કાળનું ચક્ર ચલિત સૃષ્ટિમાં;<br>
તે રાસના સૂર અનંતમાં સરે,<br>
ને જન્મ જન્મે પડઘા રૂપે પડે.

આ પ્રયાસ બદલ શુભેચ્છાના કંઇક સંદેશાઓ આવ્યા છે, પણ સ્થળ સંકોચને કારણે મૂકી શકાયા નથી. હું ગુજરાતને, બહુ નમ્ર હૃદયે આ ગ્રંથ સોંપું છું; અને ફરીથી અલ્પ શક્તિનો ઉલ્લેખ મંજુર કરૂં છું, કારણ કે, I claim no divine powers.

મુંબાઈ<br>
૨૧-૧-૪૪.

બંધુ

# મુક્તિ-માર્ગ

## સામાજીક ત્રિઅંકી નાટક

### પાત્રો

**નોંધ** પાત્રોનો વિચાર ગુણાત્મક રીતે થયો છે.

| | | |
|---|---|---|
| પુષ્પધન | : | તત્વજ્ઞાન |
| કલિકા | : | પ્રેરણા |
| તનમન | : | સ્વચ્છંદી સ્ત્રી માનસ |
| અનિલકુમાર | : | સ્વચ્છંદી પુરુષ માનસ |
| રસધન | : | શ્રીમંતાઈ |
| સાગર | : | પુરુષ |
| માયા | : | સ્ત્રી |
| અનુકંપા | : | સેવા |
| ન્યાયાધીશ | : | ન્યાય |
| કલગી | : | ગીત નૃત્ય |

ઉપરાંત નવનીતલાલ, ઓફીસરો, અને નોકર ચાકર.

# મૂક્તિ—માર્ગ

## અંક ૧ લો

### પ્રવેશ ૧ લો

[ ઘરને આંગણે તુલસી ક્યારે જલસિંચન કરતી કલિકા પ્રવેશ કરે છે, ઉષાકાળ છે, સૂર્યનું પ્રથમ કિરણ ઘરમાં ડોકિયું કરે છે, અને વાયુલહેરી વાય છે, કલિકાના કેશ છૂટા છે, તેણે શ્વેત વસ્ત્રો પરિધાન કર્યાં છે. તુલસી ક્યારે જલસિંચન કરતી તે ગાય છે. ]

ગીત

કલિકા : (સ્વગત) જ્યોત જાગી જગત્ થયાં હેમનાં રે;
માવડી ! દેજે પ્રકાશ પૂર પ્રેમનાં રે,
માવડી ! ખીલ્યું પ્રભાત મારે આંગણે રે;
કંઈક ખેલું હું યુદ્ધ સમરાંગણે રે.

વિશ્વસમરાંગણે જીવનયુદ્ધ ખેલતી, તારી લાડીલી કલિકાને ઓ તૂલસી માં ! વરદાન દે; યશ દે; લક્ષ્મી દે; અને તનમાં પ્રાણ પૂરી, પ્રાણમાં પ્રાણ સીંચે એવો એક પુરુષ દે. ( નમે છે. )

[ અનુકંપા પ્રવેશે છે. ]

અનુકંપા : ( સ્વગત ) રસધન શેઠની લાડિલી કલિકા.—પુત્રી જ્યેમ પાળી ઉછેરી – મોટી કરી – ( પ્રકાશ ) બ્હેન કલિકા, પૂજા કરી શું માગ્યું ?

કલિકા : અનુકંપા, યૌવન આરે ઉભેલી બાલિકા, માવડી પાસે બીજું શું માગે ?

અનુકંપા : શું ઉંમરે પહોંચી ? અને યૌવન આરે યે ? (હૃદય સાથે ચાંપતી) દીકરી, હજી તો તું બાળકી છે.

કલિકા : એ તો માતાને મન મોટી ઉંમરે પહોંચેલી તમામ કન્યા તેવી જ હોય; પરન્તુ અનુકંપા ! કુદરત કંઈ વિસામો ખાય છે—? દિવસો જાય છે, અને દુનિયા રંગાય છે.

અનુકંપા : એટલે આજ કંઈ અનેરા રંગમાં દેખાઓ છો, કલિકા બહેન! પૂજા કરી—જ્ઞાની થયા કંઈ ? જીવનમાં સત્યનું સંશોધન કરતાં સો યશસ્વી શરદ્‌નું આયુષ્ય ઈશ્વિર તમોને આપો; અને તે સો યે શરદે ઈશ્વિરની અખી દૃષ્ટિ તમો પર કાયમ રહો.

કલિકા : જ્ઞાની તો નહિ; પરન્તુ……

અનુકંપા : પરન્તુ બરન્તુ કંઈ નહિ. હું તમોને સાસરે ન જવા દઉં તો ?

કલિકા : કેમ ?

અનુકંપા : તો દીકરી! તું જશે, અને મારી સંભાળ કોણ લેશે?

કલિકા : અનુકંપા ! તું મારી દાસી નહિ પણ દાદી છે; માતા મરી ગઈ, અને તેં માતૃવાત્સલ્યભાવે ઉછેરી મોટી કરી—ચરણરજ લઉં છું. (પગમાં પડે છે.)

અનુકંપા : (સ્વગત) જીવનનું ધન શું ? પેટનાં સંતાન—, મને તો તે નથી. પરન્તુ પ્રભુએ એક દીકરી આપી છે; (પ્રકાશ) કલિકા ! (ચૂમે છે) વારી જાઉં તને.

કલિકા : (સ્વગત) પ્રભુએ વિશ્વ ઘડ્યું અને માનવ ઘડ્યા. માનવ હૈયાંયે ઘડ્યાં–એક મારે માટે માતા ન ઘડી–પણ અનુકંપા ઘડી છે. (પ્રકાશ) મા ! ઓ મા !

અનુકંપા : (આંખોમાં આંસુ લાવી) દીકરી !

[રસધન શેઠ પ્રવેશે છે, શેઠ સાઠ વરસનાં ડોસા છે, હાથમાં પૂજા પાત્ર છે, પગમાં ચાખડી, અને ખંભે સાલ, શ્વેત ભરાવદાર મુખ અને વૃદ્ધ કાયા.]

રસધન : (સ્વગત) બંગલામાં બે ફૂલ છે, એક કલિકા અને બીજી દાસી અનુકંપા. અનુકંપા પણ મારી જેમ વૃદ્ધ બની; તેની ચિંતા તો પ્રભુએ કરી. પણ આ કલિકાનું શું ? (પ્રકાશ) કલિકા !

અનુકંપા : દીકરી ! જો, બાપુજી !

કલિકા : (સસ્મિત) બાપુજી, (દોડે છે, નમે છે) ચરણરજ લઉં છું.

રસધન : આજ તો ઉજળો દિવસ ભાળું (આશિશ આપતાં) સૌભાગ્યવતી થા, બેટા. (પંપાળે છે) પૂજા કરી પાછો ફરતો હતો, ત્યાં આ પત્ર આવ્યો. વાંચ્યો હૈયું હરખાયું—પ્રભુ પાસે મેં વરદાન માગ્યું. અને આપ્યું.

કલિકા : શું છે, એવું ? બાપુજી !

રસધન : લે પત્ર – અને વાંચ. તે પુષ્પનો છે.

કલિકા : પત્ર છે, કે પ્રભુનો દૂત ! (પત્ર વાંચે છે) ખરેખર પ્રભુનો દૂત.

રસધન : (પૂજા થાળમાંથી સિક્કા કાઢી) અનુકંપા ! જા, પોસ્ટ-મેનને બક્ષિસ દે — આજ મારે આંગણુ ઉષા ઉગી – છે.

અનુકંપા : (સિક્કા લેતાં –) વારૂ –, [જાય છે.]

કલિકા : બાપુજી ! 'પુષ્પ' શું કરે છે ?

રસધન : તને ખબર નથી કંઈ ? એક દિવસ આવ્યો હતો આપણે આંગણે. સાંભળ્યું છે કે, તે શિલ્પી છે.

**કલિકા :** અને સભામાં ભાષણ કરતાં મેં પણ સાંભળ્યો હતો તેને. તેનું બાંધેલું મકાન મેં જોયું – પેલી હૉસ્પીટલ.

**રસધન :** આપણા પ્રકાશબાબુએ – અને નવનીત કાકાએ વખાણ્યો તેને—'પુષ્પ'ના ગુણ આ ઘરમાં કંઈક દિવસથી ગવાય છે.

[ માળી પ્રવેશે છે. ]

**માળી :** શેઠજી ! આ ફૂલનો હાર – કૃષ્ણજીને ચઢાવવા – અને બ્હેન માટે ગૂંથેલી આ વેણી – ( હાર અને ફૂલ બંને આપે છે. ) બંને મારી પુત્રી 'કલગી' એ ગૂંથ્યા છે —.

**કલિકા :** ( વેણી લેતાં ) માળી – ! કલગી ક્યાં ?

[ બાર વરસની બાલિકા કલગી ગીત ગાતી પ્રવેશે છે. ]

**કલગી :** ( ફૂલ છાબે ડોલતી )

**ગીત**

મેં તો સોળે સજ્યા, શણગાર,
આજ મને રમવા દે;
મારે ખીલી વસંત પૂર બ્હાર,
ભોમમાં ભમવા દે;

[ બાલિકા કલગી ફૂલ વેરે છે, કલિકા ફૂલ ઉપાડે છે, રસધન શેઠ જોઈ રહે છે, માળી અને અનુકંપા સ્મિત કરે છે. ]

**ગીત**

દૂર બંસીનાં સૂર અદ્દભુત;
આજ મને રમવા દે;
મારે હૈયે યશોદાનો સુત,
ભોમમાં ભમવા દે.

**રસધન** : વાહ કલગી; આ ગીત તું ક્યાંથી શીખી?

## ગીત

**કલગી** : મારે હૈયે આશા અણમૂલ,
આજ મને રમવા દે;
હું તો યૌવન પૂરમાં ફૂલ,
ભોમમાં ભમવા દે.

**કલિકા** : બાપુજી! આ ગીત 'પુષ્પ'નું છે; છાપાંમાં વાંચ્યું છે ને?

**રસધન** : હા......હા......પેલાં. કલ્લોલ માસિકમાં કેમ? વાંચ્યું છે, બરાબર...બહુ સુંદર.

**કલગી** : (નાચતી) ગીત

ઘોર ઘેરાતો યમુના ઘાટ,
આજ મને રમવા દે;
મારો પ્રિતમ જોશે વાટ;
ભોમમાં ભમવા દે.

**કલિકા** : કલગી! બહુ સુંદર ગીત. મારી નાની બ્હેન. (તેને પંપાળે છે.)

**કલગી** : (છાબમાંથી ફૂલ અને કેટલાંક પત્રો કાઢી આપતાં) કલિકા બહેન! લ્યો આ ખીલેલાં ફૂલ, અને આ પત્રો, મારી મા એ આપ્યા છે. (પત્રો અને ફૂલ કલિકા લે છે.)

**કલિકા** : પત્રો. એજ અક્ષર—બાપુજી આ બધા પુષ્પનાં જ પત્રો, આજ પત્રો નહિ, પણ પત્રોની 'પરંપરા'. (સ્મિત કરેછે.)

**રસધન** : (પૂજાથાળમાંથી સિક્કા કાઢી કલગીને આપતાં) દીકરી—લે તારૂં ઈનામ. (કલગી સિક્કા લે છે.)

**કલગી** : બાપુજી! બ્હેનનાં લગન છે શું?

[ કલગી હસે છે, માળી શેઠ સામે જુવે છે, કંઈક રસ થી. ]

**રસઘન** : (સ્વગત) ચતુર માલણ. (પ્રકાશ) કલગી, તું વાત કળી ગઈ.

**કલગી** : તો—તો, ત્યારે હું હવે ગુંથીશ, બ્હેન માટે, એક સુંદર ફૂલની સાડી—ચંપે અને કેવળે ભરીશ—કંઈક ભાત—જુઈની વેલ અને ગુલાબના બુટ્ટી—

**રસઘન** : ફૂલ બગીચે, આ ઉદ્યાન ઓપે છે, તેમ મારૂં આંગણું શોભે છે, સ્નેહાળ માનવ હૈયાંથી. દીકરી કલગી, કલિકાથી તું મારે મને ઓછી નથી. તારૂં યે સાસરૂં શોધીશ.

[ જાય છે—કાયા કંઈક ડોલે છે. ]

'પત્ર,' પુષ્પનાં 'પત્ર'—અને 'પત્રો'ની પરંપરા. ક્યારે આવ્યા? કદાચ—મારી ગેરહાજર—કલિકાની યે રજા અને બહારગામનું કારણ, રાત્રે આવ્યા અને પ્રભાતમાં, પુષ્પનાં પત્રો. માલણે સાંચવ્યા છે, તેને પણ ઇનામ આપવું પડશે.

[ અદૃશ્ય થાય છે. ]

**કલગી** : કલિકા બહેન—! કૅાલેજ જવું નથી? સમય થાય છે.—લ્યો. આ પાછી અનુકંપા આવી.

**કલિકા** : (સ્વગત) M. A. નો અભ્યાસ એક કોર; બીજી કોર—પુષ્પનાં પત્રો—શું કરૂં—? વિદ્યા મંદિરે શારદા બનું, કે પતિ સદનમાં સાવિત્રી થાઉં?

[ અનુકંપા પ્રવેશતાં. ]

**અનુકંપા** : બ્હેન, શું વિચારો છો?

**કલિકા** : એ જ તો.

અનુકંપા : પરણુશો ?

કલિકા : પ્રભુ જાણે—

અનુકંપા : એમ કેમ ?

કલિકા : તને શું પૂછું ? તે તો એકજ માર્ગ જોયો. કેવળ સેવાનોં—બચપણથી મારા બંગલે જીવન કાઢ્યું—મારા બાપ, અને દાદાની સેવા કરી. અનુકંપા ! તું આ જીવન બ્રહ્મચારિણી—હવે તો વૃદ્ધા બની તું. તને છોડવી પડશે. સહન થશે ?

અનુકંપા : સાથે રહિશ—તને ન છોડું દીકરી. તારા સંતાનોની યે સેવાની ઇચ્છા છે હજી.

[ સૂર્યની ગતિ માપતાં ]

કલિકા : ઓહ—દિવસ ઊગી ગયો. અને ગીતા વાંચી નથી. ચાલો પૂજા માટે—કલગી ! તું જા, હવન સામગ્રી લાવ—અને અનુકંપા ! તું વેદી પર પૂજાની તૈયારી કર—હું આ સૂર્યને અંજલી આપી, આવી—

[ કલિકા સૂર્યને નમે છે,–અનુકંપા જાય છે. ]

કલિકા : ૐ, શાંતિ શાંતિ શાંતિ ( સૂર્ય પૂજામાં મગ્ન થાય છે. )

[ બગીચામાં ફૂલ ચૂંટતી. ]

કલગી : ( સ્વગત ) જેવાં ફૂલડાં સુંદર છે, તેવી સુંદર છે, કલિકા બ્હેન. ફૂલડાંથી યે મીઠી—તેનો રંગ—સહેજ ઘઉ વર્ણો—આ ચંપો તદ્દન શ્વેત છે—( ચંપાનું ફૂલ ફેંકી દે છે. ) આ ગુલાબની કળી ઠીક છે. બ્હેન કાલિકા જેવી......અને આ જુઈનાં ફૂલ......અને આ કેવડો. પણ લઈ લઉં......બધું જોશે......પછી આ થોડાંક તુલસીપત્રો......માલા બહુ સુંદર બનશે. પણ, ( લજ્જામણીનો છોડ જોતાં ) અરે આ તો લજ્જામણીનો વેલો, અડકીશ તો કરમાઈ જશે. ( વિચાર કરતી ) શું કરૂં ? ( પ્રકાશ ) કલિકા બ્હેન ! આ લજ્જામણી છે, તેને સ્પર્શ કરૂં ?

કલિકા : ( આંગળીએ સૂર્યને જલ છંટકાર કરવી )

( સ્વાગત ) ૐ તત્ **सवितुर्वरेण्यं भर्गो देवस्य धी मही**
**धीयो यो नः प्रचोदयात् ।** ( પ્રકાશ. )

કલગી ! લજ્જામણીને સતાવતી નહિ.

**કલગી** : તમો પણ લજ્જામણી, જેવા જ છો તો.

**ગીત**

લાજવંતી લજ્જામણી.

× × ×

લલના લલિત સકુમાર,
લાજવંતી લજ્જામણી. લલના.

[ કલિકા કલગીનાં ગીતમાં મુગ્ધ થઈ સાવધ બને છે ]

કલિકા : લીલુડાં વનમાં, લીલુડે છાંયડે;
પનઘટનાં પંથ, સખી લહેકંતા વાયરે;
કોયલનાં ગીતડાં અપાર;
લાજવંતી લજ્જામણી. લલના.

કલિકા : પ્રેમદા પુનિત પુન્યવંત પ્રેમ ભોમની,

કલગી : ચંદ્રિકા ચલિત ચિત્ત ચેતનનાં ચોકની;
મંદ મંદ મહેકતી અપાર.
લાજવંતી લજ્જામણી. લલના.

કલિકા : સુર તણે લોકથી સુંદરી સરેલ તું,

કલગી : હૈયે હરખંત, સખી ! તપની તપેલ તું,
સાજે સજંતી શણગાર,
લાજવંતી લજ્જામણી. લલના.

કલિકા : શીલનો સોહંત, રમ્ય સુંદરીને સાડલો;

કલગી : ભાલની ભ્રકુટિ મધ્ય ભવ્ય એક ચાંદલો,
ચૂડલા–ચકોર ચાર ચાર;
લાજવંતી લજ્જામણી. લલના.

કલિકા : સહૈયરનાં સ્નેહગીત ચંદ્રિકા પધારતી;

કલગી : સાડલો સજીને સખી, સાસરે સીધાવતી,
ઘેરે ઘૂંઘટ ધરી લાજ
લાજ્જવંતી લજ્જામણી. લલના.

કલિકા : યૌવનનાં ઘેનને ઘેરાતી આંખડી,

કલગી : શોભે સિંદૂર શિર ! ખિલંતી પાંખડી;
ગાલે છે સ્મિત કેરી ધાર,
લાજવંતી લજ્જામણી; લલના.

કલિકા : પૂન્યનાં પરાગ કંઈક ફૂલડાંનાં ફાલમાં,

કલગી : વાયે વસંત ગીત સૃષ્ટિની કરાલમાં;
હીંચો; હિચાવું અપાર; (સખી)
સહેજ કરતાં સતામણી;

[કલગી કલિકાના ગાલપર મીઠી ચૂંટી લે છે.]

× × ×

કલિકા : લાજવંતી લજ્જામણી લલના (કલિકા દોડતી લજ્જામણીનાં છોડને સ્પર્શે છે; વેલ સંકોચાય છે.) (સ્વગત) અરે રે......રે. લજ્જામણીને......(પ્રકાશ) આ શું થયું ?

**કલગી** : (સાડીની કોર ખેંચતી) રમત બગાડી, તમો પણ લજ્જામણી જ છો. છો ને ? કોઈક આવી જ રીતે સ્પર્શ કરશે, તો સંકોચાશો ને ?

**કલિકા** : (સહેજ તમાચો મારતા) ચૂપ, લુચ્ચી, નહિ તો ?

[ કલિકા દોડતી વેલ પાછળનાં વૃંદમાં અદૃશ્ય થાય છે. ચોળીમાં ખોંસેલો પત્ર પડી જાય છે, તેને ઉપાડી લેતાં. ]

**કલગી** : (પાછળ દોડતી) બ્હેન કલિકા – ઓ કલિકા બ્હેન ! આ તમારાં 'પુષ્પ'નો પત્ર પડી ગયો – લ્યો —.

[ કલગી અદૃશ્ય થાય છે. ]

( પડદો પડે છે. )

## અંક ૧ લો

### પ્રવેશ ૨ જો

[ મીલની ઓફીસનો અંદરનો ખંડ, બારીમાંથી મીલની ચીમની નજરે પડે છે આકાશમાં ધૂમાળો ઉંચે ચઢે, ૬૫૦ હોર્સ પાવરનાં એન્જીનનો અવાજ ચોમેર સંભળાય છે, અને આસપાસ મજુરો કામ-કાજ કરતા નજરે પડે છે. ]

**રસધન શેઠ** : તો વિજ્ઞાન પ્રથમ, ખરૂંને, તમારૂં કહેવું તો તેમ છે ને?

**પુષ્પ** : હા.

[ સાગર પ્રવેશે છે. ]

**સાગર** : ( ખુરશી પર બેસતાં ) જ્ઞાન વિજ્ઞાનની શું વાતો છે?

**રસધન** : સાગર, યંત્રવાદ અને માનવ શક્તિ—એમાં સાચું શું?

**સાગર** : હું તો પ્રખર ગાંધીવાદી છું. આજનો યુગ રેંટિયાનો છે.

**રસધન** : ત્યારે આ 'પુષ્પ' પણ ગાંધીપંથી ક્યાં નથી? તેનો હિસાબ કંઈક ઓર છે. ( શેઠ ડબીમાંથી પાન કાઢી મોંમાં મૂકે છે. )

**પુષ્પ** : સંસ્કૃતિનો વિચાર કરો તો, રેંટિયો વેદમાં પણ છે, જેટલા જુના વેદ તેટલો જુનો રેંટિયો; તેની કોઈને ના જ નથી—

**સાગર** : ત્યારે—

**પુષ્પ** : પણ માનવ હૈયું સંશોધનમાં માને છે ને? પ્રથમ રેંટિયો શોધાયો. સુતર તૈયાર થયું. ત્યારબાદ ધીમાં યંત્રને સુધારવા; વિજ્ઞાનની મદદથી યંત્રો આવ્યાં. આધુનિક મીલો એ રેંટિયાનું બીજ.

**રસધન** : શું ત્યારે આપ યંત્રવાદમાં માનો છો ?

**પુષ્પ** : યંત્રોમાં માનું છું, પણ આજની પ્રણાલિકામાં તો નહિ જ.

[ કલિકા પ્રવેશે છે. ]

**કલિકા** : શું પ્રણાલિકા ? વાત શું છે ?

**સાગર** : આ રેંટિયા વિરૂદ્ધ યંત્રવાદની પ્રણાલિકા.

[ કલિકા બેસે છે, 'પુષ્પ' ને જોઈ. ]

**કલિકા** : બાપુજી ! આ કોણ ?

**રસધન** : ઇજિનેર 'પુષ્પ.' આપણી મિલોમાં મજુરો માટે એક શાળા બાંધવી છે ને ? નકશો લઈ આવ્યા છે.

**કલિકા** : ઓહ. I see (પુષ્પને) નમસ્તે.

**પુષ્પ** : (સસ્મિત) નમસ્તે.

**કલિકા** : તો શું રેંટિયા વિરૂદ્ધ તમો યંત્રવાદી છો ?

**પુષ્પ** : રેંટિયો યંત્રવાદનું બીજ છે, તેમ માનું છું. યંત્રવાદની અમુક પ્રથા બાતલ કરતાં તે ખોટો નથી, તેમ માનું છું.

**રસધન** : ત્યારે આખર તમારૂં કહેવું શું છે ?

**પુષ્પ** : હિંદની પરિસ્થિતિનો વિચાર કરીએ તો, સ્વરાજ માટે, રેંટિયો એ એક જ ઉત્તમ માર્ગ છે, કારણ કે, હિંદની રાજદ્વારી સ્થિતિનો કોયડો, કેવળ રેંટીયાથી જ ઉકલે તેમ છે.

**કલિકા** : એટલે ?

**પુષ્પ** : (ગંભીર બનતો) કલિકા ! રેંટીયાને કેવળ એક સુતર કાંતનાર ચક્રજ માનવાની જરૂર નથી; તેની પાછળ પૂ. બાપુજીનું જે સંશોધન છે, તે સ્વાશ્રય, સમાજ રચના, સ્વદેશી ભાવ, અને આખર–તે બધામાંથી સમાનતા—રેંટીયા મારફત સાચ્ચું Socialism પેદા

કરવા – એ તપસ્વી, રેંટીયાની પૂજા અપનાવે છે – રેંટીયો આ રીતે કેવળ હિંદને માટે જ નહિ, પરન્તુ વિશ્વભરની માનવતા માટે જીવન-ચક્ર છે – પણ —

રસધન : પણ – પણ શું ?

કલિકા : ઓહ ! પુષ્પ ! તમે તો કેવળ એન્જીનીયર નહિ; પણ મહાન વિચારક જણાવો છો, – તમારી દૃષ્ટિએ સ્વરાજપ્રાપ્તિ માટે રેંટીયો શું એક યુગનું સાધન છે, એમ કહો છો ?

સાગર : લાગે છે, તો તેમજ.

પુષ્પ : બરાબર છે, – મારૂં માનવું તેમ જ છે; યુગ પુરતો રેંટીયાનો ઉપયોગ સમજપૂર્વક થવો જોઈએ, – રેંટીયાને અપનાવનાર જો સમજપૂર્વક રેંટીયો હાથમાં ધરે, તો બમણો ફાયદો થાય. પરંતુ – જો, કે, રેંટીયાને અંધશ્રદ્ધાથી હાથ ધરવાથી – કંઈ નુકશાન તો નથી જ, છતાં – વિજ્ઞાન કંઈ શાંત બેસવાનું છે ? ને, તો, બૌદ્ધિક તત્વનો જેમ નાશ કરી, વૈદિક તત્વ જેમ પુનઃ જોર પર આવ્યું, તેમ, યુગે યુગે, આગળજ વધવાનું, રેંટીયાના વિચારમાં માત્ર સંશોધન શક્તિને કોઈ રીતે ક્ષીણ કરી શકાય તેમ નથી – તે માનવ સ્વભાવ નથી. ખુદ રેંટીયાના ઉત્પાદક ગાંધીજીએ એ ચક્રને ઝળપી બનાવવા કયાં લાખ રૂપીયાનું પારિતોષક જાહેર કર્યું નથી જે ?

સાગર : તો તમો એન્જીનીયર થઈ, તે કામ કેમ કરતા નથી — પુષ્પધન !

પુષ્પ : હું તો એક વાત ચોક્કસ માનું છું, વિજ્ઞાન કેવળ સેવાં ભાવે માનવ ચરણે ધરાવું જોઈએ. કુદરતનાં તત્વમાંજ વિજ્ઞાનનો જન્મ છે, જેમ કુદરત વિરૂદ્ધનું આચરણ, માનવ પતન કરે છે, તેમ વિજ્ઞાન જો, સેવા ભાવ સિવાય, સ્વાર્થ ભાવે, શોધકનાં અંતઃકરણમા જન્મ લે, તો, તે સંશોધન શક્તિ, શોધકનો જ પ્રાણ લે.

**રસધન** : બહુ જ ગંભીર વાત. પણ સત્ય.

**કલિકા** : આજની રાજ્યદ્વારી પરિસ્થિતિ તમો કેવીક કલ્પો છો, પુષ્પધન !

**પુષ્પ** : પુરાણુમાં પ્રલ્હાદના પિતા હિરણ્યકશીપુનો દૃષ્ટાંત— લો. તે રાક્ષસે, બ્રહ્માનું વરદાન માગતાં—મૃત્યુને જીતી લીધું. પરન્તુ, તેને હણુવા વિચિત્ર નરસિંહાવતાર થયો. તેમ આ ગાંધીવાદનો રેંટીયો જ, આજની રાજ્યદ્વારી વાતનો પલટો લાવી. સહુ કોઈને શાંત્વન આપી શકે. કેવળ તે વાત માટે જ રેંટીયો મહત્વનો છે. બીજી કોઈ રીતે તો નહિ.

**કલિકા** : રેંટીયા સાથે; સંશોધન શક્તિનો વિચાર અવસ્ય થવો જરૂરી છે. ઈજનેર, ઠીક કહે છે.

**સાગર** : પણ રેંટીયો અપનાવે કોણ ?

**પુષ્પ** : સઉ કોઈ. સ્ત્રીઓ માટે તે તો ફરજ રૂપ. અને પુરુષ માટે તે અવકાશનું સાધન. એ રેંટીયામાંથી શિખેલી સેવા ભવિષ્યમાં જ્યારે આપણે આપણાં યંત્રવાદના વિષયમાં વણી દઈશું, ત્યારે આ યંત્રો પણ આપણાં પૂજાના સાધન દેવ સમા થઈ જશે.

**રસધન** : કંઈ વાત સમજાતી નથી; બરાબર. આપનાં વિચાર બરાબર ખુલ્લા કરો.

**પુષ્પ** : કહેવાની મતલબ એ છે, કે, આજની રાજ્યદ્વારી પરિસ્થિતિ એ, મૂડીવાદ, અને મજુરવાદ એવા ભાગલા કર્યા છે,— અસમાનતાની રાક્ષસી દીવાલો ઉભી કરી છે, અને તેથી જીવનમાં શિથિલતા આવી છે. જ્યાં સુધી એ ભયંકર રાજ્યદ્વારી પરિસ્થિતિ નડતર રૂપ બની વિકાશ રોકે છે, ત્યાં સુધી, હિંદીઓનાં હાથમાં, એ રાજ્યદ્વારનો કચરો સાફ કરવા રેંટીયા સિવાય બીજું કંઈ સાધન નથી —ત્યાં સુધી રેંટીયાનો ઉપયોગ અવશ્ય જરૂરી છે, અને તે ધર્મનું ચિહ્ન

છે—તે નડતર દૂર થતાં-આપોઆપ પ્રકાશ આવશે, અને રેંટીયાનાં બીજમાંથી ઉત્પન્ન થયેલાં યંત્રો, વિજ્ઞાનની શુદ્ધિ પછી માનવ સેવામાં મૂકાતા-તેઓ પણ મનુષ્યની સેવા જ કરશે.

**રસધન** : વાત તો ચોકખી છે. યુગ યુગે, સંશોધન શક્તિ નહિ જ મટે. યંત્રવાદનો નાશ કદી થશે જ નહિ. આજની રાજ્યદ્વારી પરિસ્થિતિ જ આ યંત્રોની ખોટી અસર ઉપનાવે છે--કેવળ Divide and Rule on ની પોલીસી. દેશમાં જ્યાં જોઈએ ત્યાં મૂડીવાદ. એક બાજુ બંગલા, અને બીજી બાજુ-પેટનું સાધન નહિ--એકને હાથે હજારો માણસનું રૂધિર ચૂસાંય છે. આપણાં જ મજુરો જુવો ને ?

**પુષ્પ** : તો રસધન શેઠ, તેઓને વિદ્યા ભણાવો, ઉત્તમ કારીગર બનાવો. તેઓની અંદર રહેલી શક્તિને જાગૃત કરો. તે પણ મહાન સેવા છો, તમો તમારા પૈસાથી એ સઉ કાર્ય કરી શકો છો—

**રસધન** : સાગર, તને શું લાગે છે ?

**સાગર** : કાકા, કલિકા અને પુષ્પને પરદેશ પરિભ્રમણ માટે મોકલો, વિશ્વની તૂલના કરી, પૂરો અભ્યાસ કરી, તે અત્રે આપણી મૂડીનો સાચ્ચો ઉપયોગ કરે.

**કલિકા** : બરાબર છે—મને તે વિચાર ગમ્યો.

**રસધન** : તો પુષ્પ, તમો શું કહો છો-?

**પુષ્પ** : જેવી આજ્ઞા; જવામાં કંઈ હરકત નથી. પરન્તુ હું તો અલ્પ છું—માત્ર વિજ્ઞાનનો શોખીન છું, તેટલું જ.

[ ઘડીયાળમાં છ નો ટકોરા થાય છે, તે તરફ ધ્યાન ખેંચતાં ]

**રસધન** : હવે મીલ છૂટવાનો સમય થયો. ઘર પર પૂજા છે, સૌ કોઈ વહેલા આવજો—પુષ્પ, તું પણ આવશે ને ?

**સાગર** : જરૂર. પુષ્પ અમે સાંભળ્યું છે, કે, તમે તો કવિ છે—

પુષ્પ : તેવું કંઈએ નથી—

કલિકા : એમ કેમ—સામયિકો તો તમારા કાવ્યથી ઉભરાય છે. જરૂર આજ છૂટકો નથી. (કલગીને બૂમ મારતી) કલગી! ઓ કલગી!

[ બહાર મોટરમાંથી બૂમ મારતાં નેપથ્યમાં ]

કલગી : બાઈ! આવી.

[ કલગી ઓરડામાં દાખલ થતાં ]

(પ્રકાશ) કેમ બોલાવી બ્હેન!

કલિકા : આપણી સતાર તૈયાર રાખજે—આજ 'પુષ્પ'નું સંગીત છે—

કલગી : (પુષ્પ સામું જોતી) વારૂ, અનુકંપાને કહીશ—જાઉં છું—

સાગર : ઠીક. અમો પણ રજા લઈએ—પુષ્પ—ચાલો, આજનું કામ તપાસી લઈએ—બાંધકામ કયા સુધી પહોંચ્યું, એ તમારે જ જોવાનું છે ને? Foundation ની લાઈન જોઈ લેશો?

પુષ્પ : ચાલો—

[ પુષ્પ ઉઠે છે, સાગર ઉઠે છે, જતાં પુષ્પ ને કલિકા ]

કલિકા : (બે હાથ જોડી) वंदे मातरम् ।

પુષ્પ : (ઝિલતો) मातरम् वंदे ।

[ પુષ્પ અને સાગર જાય છે ]

[ કલિકા ઝોડીમાંથી ગૂંથણ કાઢી–ગુંથતા સ્વગત. ]

કલિકા : (સ્વગત) જીવનની ગૂંથણી માટે આ પુરૂષ યોગ્ય માનવો કે કેમ? ગુંથણનાં દોરામાં દોરો બેસે છે, હૃદયમાં આ પુરુષ તેવો બેસી જાય તેઓ ખરો? [ ગુંથતાં ગીત ગાય છે. ]

## ગીત

જીવનને કહેવું શું ?
જીવનમાં સહેવું શું ?

સમજ્યું સમજાયનાં, જીત્યું જીતાયનાં,
ગમ્યતા અગમ્ય, રમ્ય લે'વું શું ?

જીવનમાં જોવું શું ?
જીવનમાં ખોવું શું ?

કાયા બનાવીને કંઈક મંત્ર ફૂક્યાં;
માયાનાં મૃગજળ સ્થળ સ્થળ મૂક્યાં;

અનંતને દિગંતમાં રહેવું શું ?
'જીવ' 'શિવ' દેવું શું ?

દેવે ધડ્યા દિવસોને લાંબી લાંબી રાતડી;
પૂર્યાં પ્રકાશને અંધકાર આખરી;

જીવનને કહેવું શું ?
જીવનમાં લહેવું શું ?

[ મીલનું ભૂંગળું થાય છે, માણુસો પરિશ્રમ પછી ઘર તરફ જાય છે, મજુરોને કલિકા એક તાન જોઇ રહે છે. ]

કલિકા : ( સ્વગત ) જીવન એટલે 'સ્વાશ્રય,' હા. પુષ્પ, કંઈક તેવું જ કહી ગયો.

( પડદો પડે છે. )

## અંક ૧ લો

### પ્રવેશ ૩ જો

[ સંધ્યાનો સમય, જાહેર ઉદ્યાનનાં ફૂવારાની પગથી પર બેઠો બેઠો પુષ્પ આથમતી સંધ્યા જૂવે છે. ]

**પુષ્પ :** ( સ્વગત ) જીવન આમજ આથમી જશે – (ફૂવારાનું જલ ઝીલતાં ) મારૂં જીવન ઝીલનાર કોઈ છે જ નહિ – દુનિયા આદર્શવાદીઓની નહિ, પણ પૈસાની છે – ગરીબનાં આદર્શો તો ફીતુર લેખાય; ગરીબી જ ગુન્હો છે.

[ ફૂવારામાં માછલીઓ ખેલ ખેલે છે. ]

જાણે એકાદ માછલીને પકડી લઉં – પરંતુ જાળ જ ક્યાં છે – ? સાધન નથી – ખુદ અર્જુન પણ હથિયાર વગર મત્સ્યવેધ કરવા લાચાર હતો.

[ જલમાં થોડાક અનાજનાં કણ વેરતો. ]

દૂનિયામાં મારૂં કોઈ નથી – પશુપક્ષી અને જીવજંતુઓને મેં તો મારાં બાંધવ ભણ્યાં છે, **आत्मवत् सर्व भूतेषु.**

[ માછલીઓ અનાજ ખાવા ઉપર આવી ડુબકી મારી દોડાદોડ કરે છે, તે જોઈ. ]

ખરેખર, આ માછલીઓ ચતુર છે. જીવન જીવી જાણે છે. ઉપર અને નીચે, શું રમત છે ? જીવનમાં એ રમત રમતાં મને શાંતી ક્યાં ? ત્રીસ ચક્કર પૃથ્વી સૂર્યને ફરી ચૂકી –"તાજના બાંધનાર મહા શિલ્પીને" ભગવાને ઝુંપડું યે ન આપ્યું.

[ બગીચામાં અનેક પુરૂષો ફરે છે, સૌ કોઈ પોતાની મસ્તીમાં ચાલ્યા જાય છે – ને નેપથ્યમાં કોઈ ભિખારણનો ગીતધ્વનિ સંભાળાય છે. ]

### ગીત

ભિખારણ : સહુ પુણ્યનાં પ્રકાશ લ્યો.

પુષ્પ : (સ્વગત) દુનિયામાં—પ્રથમ શબ્દ 'પુણ્ય' સાંભળ્યો—(પ્રકાશ) અને તે પણ પૂણ્યનો—કોણ હશે? હું લાયક છું કે પુણ્ય લઉં? વિચારમાં પડે છે.)

[ગીત ગાતી ભિખારણ દ્રશ્યમાન થાય છે પુષ્પધન તેનું ગીત સાંભળવામાં લીન બને છે.]

### ગીત

ભિખારણ : એ રૂમઝૂમ આવી;
સુરમ્ય તેજ લાવી;
એ પુણ્યતિથીં આવી;
સહુ પુણ્યનાં પ્રકાશ લ્યો.

પુષ્પધન : (સ્વગત) કોઈ વીરલ ભાવ—જાણે બ્હેન વીર પાસે પસલી માગે છે—એવુંજ કંઈક છે.

[ગીતધ્વનિ આગળ વધે છે.]

### ગીત

ભિખારણ : ખીલ્યું પ્રભાત, સખી!
ઘોર વીતી રાત, સખી!
એ દીપમાળ લાવી;
કંકાવટી સજા—વી;
એ પુણ્યતિથીં આવી;
સહુ પુણ્યનાં પ્રકાશ લ્યો.
ગંગાનાં સ્નાન, સખી!
પ્રેમનાં પ્રદાન, સખી!

હૈયામાં હેત પ્રીત લાવી;
આ વિશ્વને વધાવી;
એ પુણ્યતિથી આવી;
સહુ પુણ્યનાં પ્રકાશ લ્યો.

કંકુનાં કુમ કુમ છાંટણે;
વીરનાં વિયોગ, સખીઃ !
વ્હાલને વધામણે;
એ રૂપ રંગ લાવી;
સહુ સાજને સજાવી;
એ પુણ્યતિથી આવી;
સહુ પુણ્યનાં પ્રકાશ લ્યો.

**પુષ્પધન** : (ઉભો થઈ તેની પાસે જતાં) બ્હેન, લે આ એક રૂપીયો; બહુ સરસ ગીત – કંઠ પણ સુંદર !

**ભિખારણ** : હું ભિખારણ નથી, ભીખ નહિ, પણ કામ માગું છું.

**પુષ્પ** : ભિખારણ નથી તો પછી આમ કેમ ?

(પુષ્પધન તેની સામે જોયા કરે છે.)

**ભિખારણ** : એનું જ નામ નસિબ–શું ઇતિહાસ કહું ? બચપણમાંથી જ મા–બાપ ગૂજરી ગયા–કાકાને પનારે પડી–કાકાએ મારા યૌવનનો પૂરો ઉપયોગ કરી બંગલા બાંધ્યા–અને મારી આ દશા—.

**પુષ્પ** : એટલે—?

**ભિખારણ** : વાત બહુ લાંબી છે – મારા કાકા નવનિતલાલ સરકારી પ્રેસનાં (અચકતા) મે-ને-જ-ર છે. પ્રથમ વીસ રૂપયાનાં કલાર્ક હતા.

**પુષ્પ** : (વિચાર કરતાં) હાં — તે — !

ભિખારણ : મારૂં યૌવન ! બીજું શું કહું ? શેઠાણી બનાવાની લાલચે, મેં—મારૂં જીવન ખોઈ નાખ્યું – આજ માર્ગમાં ફરૂં છું—પેટનું સાધન નથી – હવે મને સંઘરે પણ કોણ ? સૌ એ હડસેલી મૂકી.

પુષ્પ : (સ્વગત) આમ જ મૂડીનો ઉપયોગ થતો હશે. અને સ્વજન પણ શું આમ જ ઉંચ્ચે ચઢે છે...? હરી, હરી...! (પ્રકાશ) તો બ્હેન ! કોઈ વનિતા વિશ્રામ...નથી. ત્યાં, જા, તો ?

ભિખારણ : (આંસુ લાવી) તે પણ... થઈ ચૂકયું ... ભાઈ જાતની હું બ્રાહ્મણ છું, મીલમાં મજુરણ બનવા ગઈ... ત્યાં પણ મજુરી મારે નસિબે નથી. આશ્રમોનો દિવસ પણ ફર્યો છે. ભાઈ...

પુષ્પ : તારૂં નામ ... ?

ભિખારણ : માયા.

પુષ્પ : તો માયાબ્હેન, જેનું કોઈ નથી, તેનો ભગવાન. મારે માની જણેલ બ્હેન નથી...ભગવાને મોકલી — ચાલો ઘરે.

માયા : ભગવાનની ઇચ્છા. ચરણ ધોઈ પીશ, ભાઈ.

[ પુષ્પ આગળ ચાલે છે, માયા તેનું અનુકરણ કરે છે. કાપડનો ફેરીયો મળે છે. ]

ફેરીયો : (સ્વગત) આ તો કોટ પાટલુન, આ નેકટાઇવાળો. પેલો ઇજનેર......પુષ્પ. (પ્રકાશ) સાહેબજી.

પુષ્પ : સાહેબજી.

ફેરીયો : સાહેબ, કંઈક ખટાવો......

પુષ્પ : ત્રણ સાડીઓ બાંધ. (માયાને) માયા, લઈ લે.

[ ફેરીયો સાડીઓ આપે છે, માયા લે છે. રૂપીઆ આપતાં. ]

લો; પૈસા. ત્રીસ બસ છે ને ?

ફેરીયો : ખૂબ કમયા લાગો છો ? ર૫) બસ............ ( પાંચ પાછા આપે છે. )

[ માયા અને પુષ્પ આગળ વધે છે...... બંગડીનો ફેરીયો આગળ આવે છે. ]

૨ જો ફેરીયો : સાહેબ, બંગડી લેશો......?

પુષ્પ : ઘરમાં બૈરૂં જ ક્યાં છે ?

૨ જો ફેરીયો : તો પછી સાડીઓ કેમ લીધી ?

પુષ્પ : બ્હેનને માટે.

૨ જો ફેરીયો : તો બ્હેનને માટે આ બંગડી કાં ન લો ?

પુષ્પ : ( માયાને ) માયા બ્હેન ! છે પસંદ ?

માયા : ખરચ ખોટું છે, ભાઈ......તેં આજ લાજ રાખી..., હવે બસ.

પુષ્પ : સ્ત્રીનાં હાથમાં કંઈક કંકણ જેવું જોઈએ...લઈ લો, ચાર બંગડી...કોઈ પણ સ્થળે કંકણવંતી કન્યા સદા સત્કાર પામે છે. ફેરીયા ભાઈ ! સારાં કંકણ બ્હેનને આપો.

૨ જો ફેરીયો : આ હાથી દાંતનાં કંકણ...

[ માયા લે છે — પુષ્પ પૈસા આપી આગળ વધે છે. ]

૨ જો ફેરીયો : ( પ્રથમને ) આજ સાહેબ ઇશ્કી થયા લાગે છે, આ બૈરૂં ક્યાં...અને આ શું ખરીદી ..?

૧ લો ફેરીયો : ભગવાન જાણે...દુનિયા એમજ ચાલે છે. જુવાની દીવાની છે.

[ સામેથી જ્યોતિષી મળે છે. ]

જ્યોતિષી : સાહેબ નસિબદાર છો...હાથ જોઉં ?

પુષ્પ : કેમ ?

**જ્યોતિષી** : કપાળમાં જે રેખા ચમકે છે, તે તો મહા યોગની છે. હાથ બતાવો તો ?

**પુષ્પ** : (હથેલી ધરતો) આ મત્સ્ય રેખા......આ શની... આ સૂર્યની રેખા...ખરૂં કહું...? બાપ બચપણથી ગૂજરી ગયા છે, મા જીવતી છે, ભાઈ ભાડું ખરા, પણ સુખ નહિ...રખડી રખડી વિદ્યા ભણ્યાં...જીવનને શાંતી નથી...નામ શું ? જન્મ દિવસ કયો ?

**પુષ્પ** : નામ તો પુષ્પધન...વૈશાખ સુદ ચૌદશી. નરસિંહ ચૌદશ.

**જ્યોતિષી** : (ટીપણું કાઢી...ચોકડી કાઢી...પંચાગ જોતાં) સૂર્ય શુક્ર મેષમાં પડ્યા છે...મંગલ મકરનો...શની બારમે...ચંદ્ર શનીની સામસામી દષ્ટિ...ગુરૂ સિંહનો. વા !...મિથુન લગ્ન ! રાહુ અને બુધ વૃષભમનાં...સાહેબ, લગ્ન થયાં નથી...હજી...ખરૂં કે !

**પુષ્પ** : ઠીક છે...

**જ્યોતિષી** : યોગ બહુ ઉત્તમ...પ્રથમ દુઃખ પછી સુખ... શનીની દશા ઉતરે છે...ગુરૂ સપ્તકમાંથી પસાર થાય છે...ત્રો થી ભાગ્યોદય સમજજો...

[ જ્યોતિષી આગળ જાય છે. ]

**પુષ્પ** : તમારૂં મૂલ્ય લો......

**જ્યોતિષી** : પ્રભુએ આપ્યું છે...ગૌ દાન ચારો કરજો...પૂરા યોગી છો...સાહેબ ..

**માયા** : (સ્વગત) વાહ...યોગીની સેવા મળી...

[ પુષ્પ અને માયા આગળ વધે છે. જ્યોતિષિ-
પાસે ફેરીયાઓ આવે છે. ]

**૧ લો ફેરીયો** : મહારાજ, સાહેબ પાસેથી શું પડાવ્યું ?

**જ્યોતિષી** : (સસ્મિત) દર્શન...યોગીનાં દર્શન ! પાવન થયો.

**૨ જો ફેરીયો** : ભૂલ્યા મહારાજ ! ખાલી દર્શન બર્શનથી ન વડે, દશની નોટ ફેંકી દેત .. મહા ઇશ્કી છે...કમાયો છે...હાલમાં જમીન ખરીદી છે......અને જોયું નહિ ?...રખડતું બૈરૂં ઉપાડ્યું... સાડીઓ, અને કંકણ ખરીદ કર્યાં. ( હસે છે.) દુનિયાનાં રંગ તો જુવો......!

**જ્યોતિષી** : આપ, ભૂલ્યા છો ફેરીયા ભાઈઓ...કોઈ મહા પુરૂષ છે. તે...તદ્દન શુદ્ધ પુરૂષ; અને પરગજુ.

**૧ લો ફેરીયો** : સાંભળો...અરે...ભૂદેવ !...જુવાની છે... જુવાની ! દિવાની જુવાની...સમજ્યાં !

[ હસતાં હસતાં ફેરીયાઓ આગળ વધે છે, બગીચામાંથી પુષ્પ...અને માયા...ઘોડા ગાડીમાં અદૃશ્ય થાય છે......એક સાધુ ગીતની દુનિયામાં મસ્ત પસાર થાય છે... એક તારો ગાજે છે. ]

**ગીત**

**સાધુ** : ( ધૂનમાં, સ્વગત )

પંખીડાં; પ્યારાં. ( ૨ )
પાંખ પ્રસારી હૂંફ આપે,
દુનિયાથી એ ન્યારાં... પંખીડાં
અમૃત ક્યારા કોઈક એવા;
દર્શન કરવા જેવાં;
જેમાં ઉગે પુષ્પો ન્યારાં;
મ્હેકાવે જગ સારા.
પંખીડાં પ્યારાં ! ( ૨ )
પાંખ પ્રસારી હૂંફ આપે,
દુનિયાથી એ ન્યારા !
પંખીડાં; પ્યારાં. ! ( ૨ )

[ સાધુ પસાર થાય છે. એક તારો ઝણ ઝણે છે—પડદો પડે છે. ]

## અંક ૧ લો

## પ્રવેશ ૪ થો

[ સૃષ્ટિપર વસંત ઋતુ લ્હેકે છે, ફાલ્ગુન
પૂર્ણિમાનો ચંદ્ર આકાશમાં ચમકે છે,
દિવાનખાનામાં ગીતમગ્ન કલિકા, શૃંગાર
કરતાં આરસીમાં મુખ જુવે છે. ]

### ગીત

કલિકા : સોહે સુ-હાગ, સખી !
સૃષ્ટિમાં પરાગ,
વસંત રંગ રંગમાં, રમો,
રંગ રંગ અંગને ધરો.

× × ×

ખીલ્યો ગુલાલ લાલ,
આભલાંને કાંગરે,
( કેશ સમારતી ) આવી વસંત સખી !
આલમને આંગણે,

હૈયે વસંત, સખી !
વિશ્વમાં વસંત,
વસંત રંગ, રંગમાં રમો;
અંગ અંગ રંગને ધરો.

× × ×

[ ગીતમાં મગ્ન કલિકાને રંગ છંટકારતી
અનુકંપા પ્રવેશે છે. ]

## ગીત

અનુકંપા : ગાઓને ગીત, સખી!

કલિકા : વિશ્વની એ રીત; સખી!

અનુકંપા : પ્રેમની વસંત, સખી!

કલિકા : દેવની વસંત!

× × ×

વસંત રંગ રંગમાં, રમો!
અંગ અંગ રંગમાં, ધરો.

× × ×

અનુકંપા : (કેવળે રંગ છંટકારતી.)
કેવળો; કેશર ભીંજ્યો,

કલિકા : (મોગરો લેવી) મોગરો; મંદ મંદ ખીલ્યો,

અનુકંપા : આવો વસંત, સખી!

કલિકા : ગાવો વસંત,
વસંત રંગ રંગમાં રમો;
અંગ અંગ રંગને ધરો.

[અન્યોન્યને રંગ છાંટે છે; બંને હસે છે.]

કલિકા : ખીલતી વસંતરૂપ સ્ત્રી જાત છું; પરન્તુ જીવનમાં પુરુષનાં કર્તવ્યનાં કોડ છે. (આરસીમાં મુખ જોઈ ચાંદલો કરે છે.) બાપુજી-ની દીકરી છું, છતાં દીકરાની જ્યેમ ઉછેરી. (દંતીયાથી કેશ ગુંથન કરી ...અંબોળો વારે છે.) સ્ત્રીઓનો અવતાર શોભે કેવી રીતે? (મુખ દર્શન કરતાં) ચંદ્રમા સમાન મુખ સુંદર હોવા છતાં–ગુણ ન હોય તો એ મુખની છે કંઈ કિંમત? (પ્રકાશ) અનુકંપા! મુંગી કેમ ઉભી? કંઈક, તો બોલ, આજ તો વસંત છે.

**અનુકંપા** : કલિકા–દીકરી–! તારી યે યૌવન વસંત ! ( સ્મિત વેરે છે. )

**કલિકા** : કેમ ?

**અનુકંપા** : ( ફૂલની વેણી અંબોડે બાંધતી ) બાઈ ! હવે સાસરે જશો ને ! ઉંમર લાયક થયા.

**કલિકા** : અભ્યાસ હજી બાકી છે. બ્રહ્મચર્ય. કદાચ તે જીંદગીભર.

**અનુકંપા** : ઉંમરે પહોંચી; કાળે કાળની ફરજ બજાવવી રહી. ફૂલ કરમાયે, સૌરભ જશે, પછી ફૂલની કિંમત કેટલી ?

**કલિકા** : સરસ્વતી ક્યાં કુંવારી નથી જીંદગીભર ? ક્ષણભંગુર સંસાર પણ કરપાયેલું ફૂલ ક્યાં નથી ?

**અનુકંપા** : પણ મોટું કોણ ? સરસ્વતી કે સાવિત્રી ?

**કલિકા** : એ વાત પછી, પણ, અનુકંપા ! તું કહે જોઈએ; હું કેવીક સુંદર લાગું છું ?

**અનુકંપા** : ખરૂં કહું બેટી ! જાણે પૂરી ખીલી વસંતની ચંદા. કદાચ તેથી પણ વધુ સુંદર. આકાશમાં એક કોર આ ખીલેલો ચાંદ— અને બીજી કોર તું. અરે તેથી તો કંઈક વિશેષ. પૂરી ખીલેલી વસંત.

**કલિકા** : ચંદ્રમાંથી યે અધિક સુંદર ?

[ કલગી પ્રવેશે છે. ]

**કલગી** : ( ફૂલની સાડી આપતી ) બાઈ ચંદ્રમાંથી યે અધિક સુંદર...લ્યો...ઓઢો ! આ ચુંદડી ... અને શોભાવો કાયા...વસંતનાં ફૂલેડે ભરી છે તે.

**કલિકા** : કલગી ! લુચ્ચી...( હેતનો તમાચો મારે છે. ) શું ત્યારે હું ચંદ્રમાંથી યે શિતળ ખરી ? અને વસંતથી યે ?

કલગી : શું કહ્યું, બ્હેન ?

કલિકા : અનુકંપા !

અનુકંપા : એ તો હું ન જાણું...દિકરીનાં ગુણોની પરીક્ષા સાસરે; મા માત્ર પુત્રીને પાળેપોષે, ઉછેરે; મોટી કરે... બહુ તો ગુણ ભરે...બ્હેન, પિતાને ઘર તપ–તપી સર્જાયા છો, કોઈ પારકી ભોમને કાજ...પરીક્ષાનો સમય આવે છે, અને મળશે જવાબ.

કલિકા : કઈ પરીક્ષા ?

કલગી : સાસરીયાની રસ્તો.

કલિકા : (સ્વગત) અહા...સાસરૂં...શું મીઠો શબ્દ...? સાસરીયું–સાસુ, સસરા ... પતિદેવ ... નાનો દેવર... સાસરૂં ... મીઠું સાસરૂં (પ્રકાશ) ત્યારે ? અનુકંપા તારે મન કોણ મોટું ? સાવિત્રી કે સરસ્વતી ? તું તો બ્રહ્મચારીણી...પૂરી પરીક્ષા કર.

અનુકંપા : બાળવયથી માંડી ..કલિકા બ્હેન નાચ્યાં, કુદયાં... અને બાપે પાળ્યાંપોષ્યાં, કંઈક સંસ્કાર ભર્યા...નાચવા ગાવા– અને કેવળ ભણવાથી કંઈ દિવસ વળે. બ્હેન ?

કલિકા : ત્યારે ?

અનુકંપા : આચરણમાં ઉતારો ... એ વિદ્યા...સ્ત્રીનું જીવન પતિથી શોભે છે ... કંઈક તપે; વિવેકી વર મળે. લાજ મર્યાદ...અને વિવેકથી વિદ્યા શોભે, તપથી જીવન શોભે...સેવાથી સંસાર સુધરે.

કલિકા : પણ સાવીત્રી મોટી કે સરસ્વતી ? બંને મહા સાધ્વી છે...ઉર્વશી કે મેનકાથી યે મહાન.

અનુકંપા : તમો જ કહો ને, બ્હેન !

કલિકા : ( સ્વગત ) સરસ્વતી...( મુખમાં આંગળી નાખી ) દેવી

ખરી,...પણ તેને કર્યું શું ?...કંઈ જ નહિ ... અને સાવિત્રીએ સંસાર સુધાર્યો...(પ્રકાશ) સાવિત્રી બનું તો ! અનુકંપા.

[ રસધન પ્રવેશે છે. ]

**રસધન** : તો તો ચરણરજ લઉં મા, તારી ... એવો મારો અવતાર ક્યાં ? [ પુત્રીની પીઠ પંપાળે છે. ]

**કલિકા** : બાપુજી...[ સોડમાં સમાય છે. ]

**રસધન** : પુત્રી, રંક ઘરમાં પણ ધારે તો સ્વર્ગ રચે...તને સર્વ પ્રકારે કેળવી છે, નૃત્ય, સંગીત અને કંઈક કળામાં...આજ એક ઉપદેશ દઈ દઉં...ઉર્વશી કે મેનકા...સુખી નથી...સરસ્વતી યે નહિ.. સાવિત્રી સુખી છે ... સ્ત્રીનો અવતાર પતિથી શોભે, અને સ્ત્રીનો મહિમા...વીરલ સંતાનોથી ગવાય. રામચંદ્રથી કૌશલ્યાની શોભા. ધ્રૂવથી સુમતિ શોભી. યશોદા અને દેવકી શોભી કૃષ્ણપ્રભુથી.

[ પુષ્પ પ્રવેશ કરે છે, તેને જોઈ ]

**રસધન** : લ્યો, આ પુષ્પધન, આવ્યા.

**પુષ્પ** : (બે હાથ જોડી] નમસ્તે.

**સૌ કોઈ** : ( સપ્રેમ ) નમસ્તે.

**રસધન** : પુષ્પધન, બેસો. અનુકંપા...જા–તું ચા તૈયાર કર... કલગી, તું ધૂપદાની લાવ......

**અનુકંપા**<br>**કલગી** } : વારૂ. ( જાય છે. )

**રસધન** : અને પુષ્પ...હું સહેજમાં આવું...મારૂં છાપું ક્યાં ? ગાંધીજીના તબીયતનાં કંઈ નવા સમાચાર ? સરકારે તો ભારે કરી ...

[ જાય છે. ]

કલિકા : (એકાંત મળતાં) પુષ્પ ...! યુગાવતાર તપસ્વી બાપુ જીની કંઈ ખબર ?

પુષ્પ : યોગેશ્વર ... મરણ જીતી ગયો. **परोपकाराय सतां विभूतयः ।**

કલિકા : ભારતવર્ષ પાવન થયું .. પ્રભુએ સૌ કોની પ્રાર્થના સાંભળી; અને ગાંધીજી એક માસ ઉપવાસ કરી...તપ તપી ગયા.

પુષ્પ : ભિષ્મ બાણ સૈયા જેવો પ્રસંગ હતો; કલિકા !

કલિકા : સાવિત્રીએ એક વખત યમને હરાવ્યો સાંભળ્યો છે, ભિષ્મે મરણ જીત્યું સાંભળ્યું, કલિકા ! આ તપસ્વી ટપી ગયો સૌ કોઈ ને.

પુષ્પ : હા...સાવિત્રી...એ, યમને પાણી પાયાં. ભારતની કુંખમાં એ સાવિત્રીનાં રૂધીર છે...માટે આ સંસ્કૃતિ ટકી...અને કંઈક યુગથી ભારત પણ ટકયો છે. ભારતનું ગૃહજીવન કેવળ ભારતની પુત્રીઓને કારણે શોભે છે.

કલિકા : સ્ત્રી મહિમા ગાવા માંડ્યો ! અને પ્રતાપ અને શિવાજી પણ કયાં ઓછા છે ? પેલાં દયાનંદ સરસ્વતી !

પુષ્પ : પરંતુ તે સર્જાયા, પોષાયા...એક સ્ત્રીનાં કરકમળમાં જ રતો.

કલિકા : એટલે શું પુરૂષથી સ્ત્રી અધિક ?

પુષ્પ : તેવું તો નહિ જ...પુરૂષ અને સ્ત્રી બે ચક્રો...પણ ધરી એક જ...

કલિકા : (હાસ્ય કરી...સાડીનો છેડો ખોસતાં) પુષ્પધન તમારો રથ લુલો છે, ખરૂં ? બીજું ચક્ર નથી ને ?

પુષ્પ : ના.

કલિકા : ત્યારે ?

પુષ્પ : બીજું ચક્ર શોધું છું.

કલિકા : હં. પછી ?

પુષ્પ : પરંતુ એ તો ઠીક, કલિકા મારો નિબંધ કેવોક લાગ્યો ? તમો શું ધારો છો ? મોટો રેંટીયો; કે વિજ્ઞાન મોટું ?

કલિકા : હું ઉદાર મતવાદી છું; સંશોધનને પ્રથમ સ્થાન આપું...છું. મારે મન વિજ્ઞાન મોટું...

પુષ્પ : સમાનતા જણાય છે; તમારા અને મારા વિચારોમાં !

કલિકા : ચોક્કસ.

પુષ્પ : (સ્વગત) પ્રથમ પગથીયું તો ઠીક દેખાય છે; (પ્રકાશ) વારૂં; તમારો અભ્યાસ કેમ છે ?

કલિકા : તમો શું ભણ્યાં છો ?

પુષ્પ : કેવો પ્રશ્ન...? ઇજિનેરી, જાણો તો છો ?

કલિકા : છતાં તત્વજ્ઞાની છો; અને ભાષાશાસ્ત્રીયે. કહો જોઇ એ...આટલું સાહિત્ય—આ નાટકો કયારે રચ્યાં ?

પુષ્પ : તમોએ શું, વાંચ્યું બધું ?

કલિકા : બધુ તો નહિ, કિન્તુ તમારા પત્રો જ.

પુષ્પ : ગમ્યાં...?

કલિકા : કેમ ન ગમે ? પ્રત્યેક કુમારિકાને તે તો ગમે છે... સઉ કોઈ શોધે છે, પોતાની જોડ...

પુષ્પ : પછી.

કલિકા : તમારા પત્રો ઉપરાંત...તમારાં માતુશ્રીનો કંઈક પત્ર આવ્યો છે.

પુષ્પ : વાંચ્યો—?

કલિકા : હા. વાંચ્યો અને વિચાર્યો –

પુષ્પ : ફુલમાંથી ફળ...અને ફળમાંથી ફુલ...સંસાર વહે જાય છે, અને કંઈક પરાગ સ્ફુરે છે, કલિકા.

કલિકા : રસિક, ચતુર, અને કલાકાર...બધુ છો ને શું?

પુષ્પ : (સ્વગત) પરંતુ રંકનું ... (પ્રકાશ) તેવું તો કંઈએ નથી...કલિકા ?

[ કલગી પ્રવેશે છે. ]

કલગી : લો બ્હેન, આ ધૂપદાની ... અને આ અગરબત્તી, પેટવી આપું ? જ્યોત જલાવું ?

કલગી : ના, હું જાતે જ પ્રગટાવું છું.

પુષ્પ : (સ્વગત) પ્રગટશે, એવાં હૃદય ?

કલિકા : (અગરબત્તી પેટાવતી) પુષ્પધન શું લેશો ?

પુષ્પ : ખાસ કંઈ નહિ.

કલિકા : કલગી ! ચાઈ તૈયાર થઈ કે ? જો તો ?

[ અનુકંપા પ્રવેશે છે. ]

અનુકંપા : (પાત્ર આપતાં) કલિકાબ્હેન ! આ છાસ બનાવી છે ... લ્યો.

કલિકા : (પાત્ર લઈ, બીજા પાત્રમાં ભરતાં) લ્યો...પુષ્પધન.

પુષ્પ : (સ્વચ્છ છાસનું પાત્ર લેતાં) આભાર માનું છું.

[ પી જાય છે. ]

( સ્વગત ) કોઈક વીરલ પળ...કન્યા કે કોઈ દેવી !

[ બહારથી ચોકીદાર પ્રવેશે છે. ]

**ચોકીદાર** : ( પુષ્પને ) ઈજનેર સાબ, ઝટ ચાલો; બંધાતા મકાનની ભીંત પરથી એક મજુર પડી ગયો...અને તેનું મૃત્યુ થયું છે.

**પુષ્પ** : ( ચોકતો ) હું......

**પહેરગીર** : પંચનામું ચાલે છે ... આપને ત્યાં પોલીસ યાદ કરે છે.

**પુષ્પ** : ( સ્વગત ) બીચારો કમનસીબ...ભીંત તૂટી...? શું કંઈ Design માં ભૂલ ? તેવું તો કંઈએ નથી. ગણત્રીમાં બધુ બરાબર છે ... ત્યારે શું દેખરેખમાં ખામી હશે ? ( પ્રકાશ ) ચોકીદાર, મીસ્ત્રી ક્યાં છે ? જરૂર, કંઈક accident !

**પેહરગીર** : સાહેબ, તે પણ ત્યાં જ છે. હમણાં જ તેણે ટેલીફોન આપ્યો...તમોને બોલાવે છે.

**પુષ્પ** : ( કલિકાને ) કલિકા માફ કરજો...અગત્યનાં કામે મારે જવું પડશે...

[ કલિકા નિરૂત્તર રહે છે, પુષ્પધન જાય છે,
ઓરડામાં એકલી પડતાં. ]

**કલિકા** : ( સ્વગત ) શું પુરુષ છે ? ( વિચારમાં પડે છે. )

[ કલગી પ્રવેશે છે. ]

**કલગી** : બ્હેન ! શું વિચારો છો. ? ઈજનેર સાહેબ તો ગયા.

**કલિકા** : તે તો મેં જાણ્યું.

[ કલિકાની ઘરેણાંની પેટી બંધ કરતાં ]

**કલગી** : લ્યો...આ તમારા દાગીનાનું બોક્સ; અને આ ચાવી, એરીંગ અને નાકની સળી અંદર છે. હવે જાઉં કે... ?

કલિકા : વારૂ.

[ કલગી જાય છે, કલિકા વિચારે છે. ]

( સ્વગત ) જીવન એટલે શું ? તોફાની સાગરમાં તરતી એક નાનીશી નાવડી. ભયંકર ઝંઝાવાતે તોફાની સમદર ખેડતી નૌકા ! જીવન એટલે એ જીવનનૌકાની ભયંકર મુસાફરી; જેને એક ઈશ્વર સિવાય કંઈ આધાર નથી.

[ કલિકા પુનઃ ગુંથણ ચાલુ કરે છે, અને ગીતમગ્ન બેસે છે. ]

### ગીત

કલિકા : નાવડી ! ડોલ્યા કરે;
સમદર ઝૂલ્યા કરે.

* * *

' જીવ ' ' શિવ ' ઝૂલ્યા કરે;
નાવડી ડોલ્યા કરે.

વાયુની ઝુંઝવાત ઘોર ઘોર કારમી,
પૂરી પ્રચંડ રેલ, નૌકાને તારવી;
વાદળી તૂટે ફૂટે;
વિજળી વેગે છૂટે;

* * *

નાવડી, ડોલ્યા કરે;
સમદર ઝુલ્યા કરે;
ઘેરાં ગંભિર ઘોર તિમિર કારમાં;
મેઘલી રાતડી રેલી સંસારમાં,
જલચર ફાળો ભરે;
કાળ ઘંટ હૈયે પડે.

* * *

નાવડી ! ડોલ્યા કરે;
‘ જીવ ’ ‘ શિવ ઝૂલ્યા કરે.

વારિ વમળમાં મોંઘી મુસાફરી;
નાવડી ! ડોલતી સમદર આખરી,

‘ જીવ ’ ‘ શિવ ’ ઝૂલ્યા કરે.
નાવડી ડોલ્યા કરે.

કલિકા : ‘ જીવન ’ એટલે સમુદ્ર ખેડતી એક નાનીશી નૌકા.

[ વિચાર મગ્ન કલિકા બેસે છે. પડદો પડે છે.]

## અંક ૧ લો

## પ્રવેશ ૫ મો

[ રસોઈ કરતી માયા દૃશ્યમાન થાય છે. ]

માયા : (સ્વગત) હું તો પાવન થઈ...આ યોગી પુરૂષની સેવા કરી...અવતાર બદલી ગયો મારો...( કોલસાની સગળી ફૂંકતાં) મારીયે જીવન જ્યોત હવે જગવા લાગી; અને કોલસા હવે તો સળગ્યા.

[ ભાતનો ટોપ ઉતારે છે, દાળને હલાવતાં ]

ઘર સંસારમાં ઘડીની પણ ફુરસદ ન મળે, તેવી સ્ત્રીનાં જીવનને ખરેખર ધન્ય છે.

[ પુષ્પની પાળેલી કુતરી હાંફતી હાંફતી આવી; સામે દૂર બેસે છે, તેને ]

દૂર મર, દૂર, ચંપૂડી...રાંડ જાણું છું. તું યે તેને વહાલ સોઈ છે, તે.

[ કુતરી પૂછડી હલાવે છે. ]

લે, જા. રાંડને સઉથી પહેલું પેટ ભરવું ! આભળછેટ પણ જોતી નથી; રોટલી કરતાં ( વેલણ ઉગામી ) દૂર જા...નહિ તો મારીશ તારા ડાચામાં. ...( દૂર રોટલી ફેંકે છે.)

[ ચંપા કુતરી આંખો ટગમગાવી ખાય છે. ]

અને પહેલો બિલાડો, કયાં મરી ગયો ? સાહેબને છોકરાં નથી...તો આ લપ લાગી...કુતરાં અને બિલાડા...અને પેલો પોપટ !

[ માયા ઉભી થઈ દૂધની વાટકી—લઈ બિલાડાની શોધમાં નીકળે છે. સામેથી 'મ્યાઉં' શબ્દ બોલતો બિલાડો પ્રવેશે છે. ]

વાંદરો નહિ તો ! તને પણ શોધવા જવું ને ? ( દૂધ પાય છે.)

[ નેપથ્યમાં પુષ્પનો અવાજ. ]

પુષ્પ : માયા...!

માયા : એ આવી...આ તમારા બિલાડાને દૂધ પાઉં છું, તમારી ચંપુડીને રોટલી આપી, અને પોપટને જામફળ મરચાં દઈ દઉં.

[ બારણું ખોલતાં માયાને કામમાં મશગુલ જોઈ. ]

પુષ્પ : (સ્વગત) માયાનું જીવન હવે ધન્ય થયું. બિચારી; ભૂલી ગઈ પોતાનાં દુઃખનો ભવ. (પ્રકાશ) માયા! એ માયા!

માયા : (આગળ આવી) કેમ...?

પુષ્પ : (ખીસાંમાંથી રૂપીયાની નોટો કાઢી) લે આ રૂપીયા.

માયા : (નોટો લેતાં) કેટલાં છે? કંઈ હિસાબ રાખો છો?

પુષ્પ : નહિ.

માયા : તો ચોરી જાઉં તો?

પુષ્પ : તારા જ છે ને તે.

માયા : એટલે?

પુષ્પ : માયા...તારાં લગન કરવા પડશે ને? ત્યારે રૂપીયા વગર કંઈ ચાલશે...?

માયા : બે હજાર તો આપી ચૂક્યા...(રૂપીયા ટેબલપર મુકતાં) મારે કંઈએ ન જોઈએ...કોણે કહ્યું હું પરણવાની છું?

પુષ્પ : (હસતો હસતો) પૂછી જો...આ ચંપુડીને...ચંપા! (કુતરી પર હાથ ફેરવે છે.) માયાનાં લગન કરશું ને?

માયા : (કુતરી તરફ વેલણ તાંકી) રાંડને મારી જ નાખું બધું ઘર અભળાવે છે.

પુષ્પ : (સ્વગત) ક્યાં રખડતી, અને શેરીએ ભટકતી માયા, અને ક્યાં આ ચપળ યુવતી! દુઃખીયા જનને એક ટેકો બસ છે. (પ્રકાશ) માયા! મેટ્રીકની પરીક્ષામાં બેસીશ ને?

**માયા :** (સાડીની કોર મોંમાં મૂકતી) અં હં...ભણવું બણવું નથી......આ પાકશાસ્ત્ર મારી નિશાળ...આ ઘરકામનું સર્ટીફીકેટ એ જ મારૂં પ્રમાણપત્ર. વધુમાં આ રાંડ ચંપુડીની સેવા...

**પુષ્પ :** (કોટ ઉતારતો) ત્યારે ભણશે નહિ તો જીંદગીભર હાંડલા પકાવવા પડશે...(ખીસ્સામાંથી ફોટો કાઢી) જો...આ કોણ છે? પસંદ છે?

**માયા :** (ફોટો જોતાં) કોણ છે?

**પુષ્પ :** સાગર. બોલ, તારે શુ કહેવું છે?

**માયા :** (ફોટાને બાજુએ ફેંકી) બીજુ બધું પછી. લાવો તમારો કોટ...લાવો,...હેટ...અને પેલું રહ્યું ધોતીયું...કપડાં ઉતારો...જમી લો...રસોઈ તૈયાર છે.

[માયા, પુષ્પની હેટ અને કોટ ખીંટીએ મૂકે છે]

**પુષ્પ :** (સ્વગત) આ અઢાર વર્ષની, યુવામાં પ્રવેશતી માયા.. વિશેષ, કે ભણેલી કલિકા...! મોટું કોણ?

[ટેબલનાં ખાનામાંથી ગુંથણ કાઢી, રૂમાલ ગુંથતાં]

**માયા :** આ રૂમાલ લગભગ ગૂંથાઈ ગયો છે.

**પુષ્પ :** (ચપળતાથી ચાલતી માયાની ગૌરવર્ણી આંગળીઓ તરફ દૃષ્ટિ ફેંકતો) જોઉં?

**માયા :** લ્યો. (આપે છે.) સૂયો ન લાગે, ધ્યાન દેજો...પછી કહેશો કહ્યું નહિ. સાવ ભાન વગરનાં છો...તે દિવસ ભરતની સોય લાગી...અને મારી સાડીને ચીરી નાખી હતી યાદ છે ને?

**પુષ્પ :** (સ્વગત) છોકરી છે; કે કોઈ પરી......? વાદળ સરી જતાં...ચંદ્રિકા જાણે ખીલી ઉઠી. (પ્રકાશ) માયા! તારા કાકા તને યાદ કરે છે. 'નવનિતલાલ સરકારી પ્રેસનાં મેનેજર, તારા કાકા.' સમજી.

માયા : (સહેજ દુઃખાઈ) જવા દો એ વાત...મારે નથી જવું.

પુષ્પ : ત્યારે?

માયા : ત્યારે તમારે શું? હું અહિયાં જ રહેવાની. ક્યાં પણ જવાની નથી...સાસરે યે નહિ.

પુષ્પ : (આરામ ખુરશી પર બેસતો) ઠીક...પહેલાં આ રૂપિયા કબાટમાં મૂક; પછી બીજી વાત કહું.

માયા : (ઉભી રહી – કબાટ ખોલતાં) બોલો, સાંભળું છું, શું કહેવું છે...?

પુષ્પ : જો, માયા! અમારા જીવનનો કંઈ ભરોસો નહિ... એથી કંઈ તારે ઠેકાણે ન પડવું?

માયા : (ગુસ્સો કરતી) તો હું; કંઈ શેરીમાં ભટકતી નથી... ઘરબારમાં જ છું ને? શું મને કાઢી મૂકવી છે?

પુષ્પ : તેમ નહિ......

માયા : ત્યારે બીજી વાત છોડો...જાઓ બાથ રૂમમાં, ગરમ પાણી તૈયાર છે, સાબુની ડબી મૂકી છે, અને ટુવાલ આ રહ્યો... લોટો આપી જાઉં છું, સ્નાન કરી લો.

પુષ્પ : (સ્વગત) માયા એ તો મારા હોસ્ટેલ જેવા ઘરનાં દીદાર બદલી નાખ્યાં.

[પુષ્પ બાથ રૂમમાં જાય છે, બહારથી સહેજ પાણીનો અવાજ, આવે છે, માયા થાળી પીરસતી, સ્વગત.]

માયા : ઈજનેર સાહેબને, જાડી રોટલી ફાવશે નહિ, પાતળી કરવી પડશે...આ મરચાંનાં તે ભારે શોખીન છે...દાળને વઘાર દેવાઈ ગયો...ભાત થઈ ગયા...શાક...તૈયાર છે...પણ અરે રામ, રામ, – રામ, – છાસ, હજી ફેરવી નથી.

[ માયા...દહી લઈ સંચાથી છાસ ફેરવે છે.
સંગીત ચાલે છે. ]

ગીત

ધન્ય, ધન્ય, ધરતીની દેવીઓ !

શીલવંત સુંદરી સુજાણ. ( ૨ )
પ્રાણમાં પ્રકાશ પૂરે;
હૈયામાં હેત ધરે;
પ્રેમનાં પ્રસાદ ધરી,
જીવનની ભેટ કરે.
સુલક્ષણા અ...પાર !

સાર રૂપ એમનો સંસાર.
ધન્ય ધન્ય એક એજ નાર, ધન્ય.

[ બારણે ભિક્ષુક આવે છે. ]

ભિક્ષુક : સૌભાગ્યવતી ભવ, મા.

માયા : ( ગીતમાંથી ચમકી ) (સ્વગત) ધન્ય પળ...આશિશ ફળો...( પ્રકાશ ) ભાઈ, શું લેશે ? ભૂખ્યો હશે...? લે આ રોટલીઓ, પણ ખાશે કેમ ? જમવાજ બેસ ને.

ભિક્ષુક : બ્રાહ્મણ છું, વચન છે, મા...મારૂં—પુત્રવાન થા.

[ ભિક્ષુક જમવા બેસે છે, માયા તેને કેળની પાતલ પીરસે છે...આંખમાં આંસુઓ સરે છે. ]

માયા : ( સ્વગત ) **અતિથી દેવો ભવ** । ( પ્રકાશ ) જમો મહારાજ ..લો, ઠંડું જળ આપું.

ભિક્ષુક : ( ભોજન કરતો ) મા, હજી ભારતવર્ષની ભવ્યતા નાશ પામી નથી, જેનું અન્ન ખાઉં છું, તેનો વંશ પરિવાર વધજો...તેને

લક્ષ્મી, યશ, અને કીર્તિ મળજો. કરૂણાસાગર પ્રભુ, તેને સો–ગણું દેજો. મા, તારો ચાંદલો અમર થાઓ...તારે સેંથે સિંદુર રહો.

માયા : (સ્વગત) ભગવાન્! ઓ ભગવાન્? સાંભળે છે ને! (પ્રેમનાં અશ્રુઓ માયા સારે છે.) પુષ્પ સ્નાન કરી બહાર આવતાં.)

પુષ્પ : ૐ, ૐ, हरि ॐ तत् सत्!

માયા : લ્યો, આ અતિથીસત્કાર થઈ ગયો... હવે તમોને શું વાર છે?

પુષ્પ : માયા, વૈશ્વદેવ કરી લે... હું તૈયાર છું.

ભિક્ષુક : (જમતો) સાહેબ, તમારો ધંધો?

પુષ્પ : ઈજિનેરી...! ભાંગફોળ! માથાકૂટ! બીજું શું?

ભિક્ષુક : ક્યાંક રાખી લો તો......?

પુષ્પ : મીલ પર આવજે, મજુરી મળશે.

ભિક્ષુક : સાહેબ, તમારો ભગવાન જાગે...પ્રભુએ હાથ પગ સલામત આપ્યા છે...મજબૂત શરીર આપ્યું છે...મહેનત કરીશ...

પુષ્પ : (સ્વગત) આ કોઈ ભિખારી નથી, દુઃખીયારો જણાય છે. (માયાને) માયા જમી રહ્યા બાદ અતિથીને એક પહેરણ અને ધોતીયું દે જે, દક્ષિણામાં.

ભિક્ષુક : (સ્વગત) યોગી પુરુષ જણાય છે. (પ્રકાશ) તમારી મહેરબાની...

[ માયા ભિક્ષુકને કપડાં આપે છે. ત્યાર બાદ ઘીનો અગ્નિમાં હોમ કરતાં થાળી પીરસે છે...પુષ્પ...કપડાં બદલે છે. પડદો પડે છે. ]

## અંક ૧ લો

### પ્રવેશ ૬ ઠ્ઠો

[ મીલની પાછળનાં ભાગમાં-કામરાજને અંગે ઉભાં કરેલાં સંગ્રહાલય-Museum માં કંઈક રસાયણ-અને Cement tasting machine પર કામમગ્ન ઈજનેર પુષ્પધન નજરે પડે છે...બાજુમાં તેનાં એસિટન્ટ ઉભા પ્રયોગનું અંદાજ-પત્ર તૈયાર કરે છે. બાજુમાં Theodolite યંત્ર અને Level યંત્ર પડયાં છે. આસપાસ દેશ પરદેશમાં નકશાઓ અને પૃથ્વીનો ગોળો પડયો છે; સાગર હાથમાં કાગળ અને પેન્સિલ લઈ ઉભો છે. ]

**પુષ્પધન** : ત્યારે મી. સાગર ! તમોને આ ઈજનેરીમાં બહુ રસ છે, ખરૂં કે નહિ ?

**સાગર** : હા.

**પુષ્પધન** : ત્યારે...પોર્ટ લેન્ડ Cement નો ટેસ્ટ બતાવ્યો તેમ કાઢો જોઈએ. ( કાચનું ટેબલ ખોલી, અંદરની નાની સીમેન્ટની ઈંટો કાઢતાં ) જુઓ, આ સીમેન્ટની નાની ઈંટો.. પ્રત્યેક પર, તે ક્યારે તૈયાર કરવામાં આવી છે, તેની તારીખ છે...તે કેટલા દિવસ પાણીમાં રહી...તે દિવસો લખ્યા છે...હવે એક ઈંટ હું તમોને મસીન પર ટેસ્ટ માટે બતાવું છું...( ઈંટ લઈ મસીન પર ચડાવે છે...યંત્ર કામ-કાજ કરે છે, ઈંટ તૂટી જાય છે ) લ્યો...નોંધ કરો મી. સાગર...આ સીમેન્ટનો એક ઈંચનો ધન...સાત દિવસ પાણીમાં રહ્યા પછી... ૭૫૦ પૌંડ tension પકડી શકશે...આ આવેલા સીમેન્ટનાં જથાને ઓછામાં ઓછું પંદર દિવસ...તેની જગ્યાએ વાપર્યા પછી, પાણી જોઈશે જ.

સાગર : તમારો એન્જીનીયરીંગનો વિષયતો બહુ જ ગણત્રીનો જણાય છે...

પુષ્પધન : ગણત્રી વગર કંઈએ ન થાય...જીવનમાં કેવળ કલ્પનાઓ કામ આવતી નથી...કલ્પના સાથે ગણત્રી ભળે...ત્યારે પ્રત્યેક તર્કવાદની દુનિયા પ્રત્યક્ષ દષ્ટિએ ઉભી થાય.

સાગર : સાચ્ચો એન્જીનીયર કોણ કહી શકાય, પુષ્પધન?

પુષ્પ : મહાન મોટાં વિશ્વને રચનાર, તે સાચ્ચો એન્જીનીયર, પછી પ્રત્યેક વિષયમાં જેની બારિક નજર છે. તે સમય–તક–સાધન અને સંજોગોનો સુંદર ઉપયોગ કરી...જે કરકસર કરી...કામકાજ કરે છે...તેનું નામ ઇજિનેર. કુદરતની કળા શોભાવવી...તે વિદ્યા; તે ઇજિનેરી.

[ કલિકા પ્રવેશે છે. ]

કલિકા : ત્યારે ઘરકામમાં બાળકોને સંભાળી...પાકશાસ્ત્ર તૈયાર કરતી એક સ્ત્રીને તમો શું કહેશો? ઇજિનેર... !

પુષ્પધન : તે પણ એન્જીનીયર... !

કલિકા : તમારા આ વિષયથી તે મોટી કે નાની?

પુષ્પધન : પ્રવિણ પ્રેમદા અમારાથી વિષેશ મોટી ઇજિનેર... સ્ત્રીઓનો મહિમાં તો સૌ કોઈ ગાય છે...બાળકને ગર્ભમાં પોષે... ઉછેરે...સંસ્કાર ભરે, અને શહેરી બનાવે...અને એજ સ્ત્રી એક જીવને ધારે તો ખુદ ઇશ્વર બનાવી દે. સ્ત્રી જીવનની એ શક્તિ છે.

સાગર : પરન્તુ બહેન કલિકા, તમારી M. A. ની પરીક્ષાનું શું થયું?

કલિકા : વાંચન ગમતું નથી, હવે તો પુષ્પધનની વાતોમાં જ જીવ ભરાય ગયો છે...

પુષ્પધન : ત્યારે તો પરીક્ષામાં નિષ્ફળ જશો, તો દોષનો ટોપલો મારે માથે પડશે.

સાગર : એમ તો ન બને...બ્હેન કલિકા...ફર્સ્ટ કલાસ M. A. સ્ટુડન્ટ છે. પાસ તો જરૂર થશે.

પુષ્પધન : સારૂં... કલિકા ! એક પ્રશ્ન પુછુ ? તમો M. A. તો થશો...પછી કલિકા M. A. તેમ લખશો, તે પણ સમજાયું... પણ M. A. થઈ કરશો શું ?

કલિકા : તે કંઈ નક્કી નથી ?

પુષ્પધન : જે કાર્ય કરી...દિશા નક્કી કરી નથી...તે કામકાજ કરવાનો કંઈ અર્થ છે, કલિકા ?

કલિકા : એટલે ?

પુષ્પધન : તમારો અભ્યાસ તમોને જીવન ઘડતરમાં કેટલો કામ આવશે ?

કલિકા : (સ્વગત) આ તે કેવો પ્રશ્ન...? કોઈ પ્રોફેસરે તે તો શિખવ્યું નથી...શું જવાબ આપવો ? (પ્રકાશ) આપ શું પૂછો છો ?

પુષ્પધન : ઉંમર સમય અને સાધન સંપત્તિનો જે કંઈ ઉપયોગ કરો છો, તે જીવનમાં ઉગી નીકળશે કે કેમ ? M. A. થયા પછી ?

કલિકા : તે કંઈ નક્કી નથી...

પુષ્પધન : (Theodolite નું સ્ક્રૂ તપાસતાં) થયું ત્યારે. (કલિકા સામે તાકી) સાચ્ચી સલાહ આપું ? ગુસ્સો ન કરતાં...કૉલેજે જવું છોડી દો.

કલિકા : કેમ ! પુરૂષો ભણે...અમે ન ભણીએ ?

**પુષ્પધન** : પુરૂષો ભણી ભૂલ્યાં છે, તેમ તમો સ્ત્રીઓ પણ ભૂલ થાપ ખાશો; તો સ્ત્રી-પુરૂષ સૌ કોઈનું સત્યાનાશ સમજજો.

કલિકા : વાહ...અમારી સ્ત્રી જાતની આટલી ઈર્ષા ! અમો પુરૂષ જાતથી જરાય ઉતરતી નથી.

**પુષ્પધન** : બલ્કે તમે પુરૂષથી ચઢીયાતી; પણ જો તમો સ્ત્રી-જીવન સમજો તો જ.

કલિકા : એટલે ?

**પુષ્પધન** : કલિકા, સ્ત્રીહૃદયમાં — દયા, ક્ષમા અને શાંતી નહિ હોય..., કાર્ય દક્ષતા, કરકસર...અને ગૃહકાર્યની કૂશળતા નહિ હોય, તો કયા પુરૂષનો તમો ઉદ્ધાર કરશો ? કેવા બાળકને જન્મ આપી કેળવશો. પુસ્તકને પાને M. A. બની પોપટ થવાથી; જીવન સુંદર અને સૌમ્ય ન બને...તો બહેતર છે...તે પુસ્તક અને પોથાંની હોળી કેમ ન કરવી ?

કલિકા : કેમ...?

**પુષ્પધન** : કેમ શું ? ચોવીસી વીતી ગઈ...સો વર્ષની આયુષ્યમાંથી પચાસ જશે, નિદ્રામાં...પંદર બાળપણનાં ખેલમાં — અને તેટલાં જ વૃદ્ધા અવસ્થા માટે...બાકી રહ્યાં વીસ...તે યૌવનનો કાળ...તે કિંમતી સમય વગર વિચારે ફેકી દેશો...અને ટા-પ-ટીપ, અને રંગબેરંગી સાડીથી શરીર શોભાવવમાં કાઢશો તો જીવનને સરવાડે શૂન્ય સમજજો.

કલિકા : શું આપ સ્ત્રી-શિક્ષણનાં વિરૂદ્ધ છો ?

**પુષ્પધન** : ચાલુ શિક્ષણથી અવશ્ય વિરૂદ્ધ...સંસ્કારથી નહિ, આ યુનીવર્સીટીની તાલિમે, પુરૂષને પરવશ બનાવ્યો છે, અને સ્ત્રીને કચકડાની પુતળી બનાવી છે. કલિકા, જે શિક્ષણ જીવનની ગણતરી ન

શિખવે...તે શિક્ષાનો કંઈ અર્થ? ચાલુ તાલિમખાને, આજ સ્ત્રી-શિક્ષણ એટલે રંગબેરંગી નખરા, માનસિક કેળવણી ક્યાં?

કલિકા : એમ કેમ કહો છો?

**પુષ્પધન** : પતંગીયા બની...પહેરી ઓઢી સૌ કોઈ ફરી જાણે...શણગાર સજી સાડીઓ બદલે...શિક્ષા ન ફળે.. જીવનને સંસ્કારે શોભાવો; કલિકા!

કલિકા : એટલે?

**પુષ્પધન** : એટલે...વિદ્યા તો તે, કે જે જીવનનો ઉદ્ધાર કરે. બાકી નકલ...

કલિકા : જીવનમાં શાંતી પામવા ઉંચી તાલિમ...ની જરૂર નથી જોતા, તમો?

**પુષ્પધન** : તેમ નથી...રહસ્ય તો ત્યાં છે...શાંતી આપો, તો શાંતી પામો...કાર્યક્ષેત્રમાં જીંદગી વણી લો...પછી જીવનનું સૌંદર્ય પામશો.

કલિકા : તમો શું કહેવા માગો છો?

**પુષ્પધન** : વીર માતા બનો...દેશને ઉત્તમ કોટિનાં સંતાન આપો...ત્યાં તમારાં સ્ત્રી. તત્વની શોભા...સુકલ લકડી કાયાએ, રંગ બેરંગી સાડીઓ બદલતાં...આંખે ચશ્મા ચઢાવી નાજુક ચાલે ચાલતાં...M. A. ન શોભે, જીવન જોવું હોય...તો જુવો ત્યાં... મજુરણો...કામકાજ કરે છે...પરિશ્રમ...અને પરિશ્રમ પછી... સુખની નિદ્રા...જીવનનો એ કલરવ શોધવામાં તમો વિલંબમાં પડ્યા છો...કલિકા!

કલિકા : ભારતની અભણ સ્ત્રીઓ...

**પુષ્પધન** : તે પણ કમનસિબી...અજ્ઞાનતા નાશ થવી

જોઈએ...પરન્તુ શિક્ષણમાં સ્વચ્છંદતાં; એટલે સદાચારમાં સળગતાં અંગારા.

કલિકા : પણ ઊંચી તાલિમ...!

પુષ્પધન : ( પૃથ્વીનાં નકશા પાસે જઈ ) તાલિમની વાત છોડો. જુવો, આ રશિયા...તે ભૂમિમાં સાચ્ચાં...શિક્ષણ આપ્યાં... ત્યાંની સ્ત્રીઓ, સ્ત્રી મટી શક્તિ બની ગઈ. જર્મની જાગ્યું...ત્યાંની જ નારીઓને કારણે...ભારતવર્ષની દુર્દશા છે, કે...કેળવણીને નામે... પુરૂષ તો ઠીક, પણ તેની પુત્રીઓનાં પણ પ્રાણ હરણ થાય છે... ભણેલું ભણતર, જીવન ગણત્રી ન કરી શકે...તો યાદ રાખજો, સંસાર સળગી જશે...કલિકા !

કલિકા : તમારી મુરાદ શી છે...આજ ..? શું હું M. A. નો અભ્યાસ ન કરૂં ? શા કારણે ?

પુષ્પધન : જન્મ લઈ તમારી ફરજ શી છે ? કલિકા...! એ કાયડો સમજ્યા છો ?

કલિકા : કોનાં પ્રત્યે ?

પુષ્પધન : સમાજ પ્રત્યે...દેશ પ્રત્યે...માનવ જાત પ્રત્યે... અને અંતે ઇશ્વર પ્રત્યે.

કલિકા : તમો કયો વિષય ચર્ચો છો ?

પુષ્પધન : Economics તો ભણ્યાં ને...? Civics સમજી લીધુંને. તે...સ્ત્રીઓનાં હક્ક...સમજ્યા...પણ દેશનો તમો પર હક્ક શું છે તે વિચાર્યું છે ? માનવજાતમાં માનવી બની જીવન કેમ જીવી જવાય – તે જાણ્યું, કંઈ ?

કલિકા : ( મંદ થઈ ) થોડેક અંશે.

પુષ્પધન : તો તે પુરેપુરૂં વિચારી લો...હક્ક આપો...પછી

હક્ક મળી શકશે...ત્યાં જીવનની શોભા છે...કલિકા, અને એ સર્વ સમજ્યા પછી...તેને કાર્યક્ષેત્રમાં ઉતાર્યા બાદ તમો M. A. થાઓ... હું કંઈ હરકત જોતો નથી. વિશ્વવિદ્યાલયે ઇશ્વર ગુરૂ, દશે દિશાઓ તે તાલિમ ખાનું, M. A. નું પદવીદાન ત્યાં મળે છે.

કલિકા : શિક્ષણ એટલે શું ?

પુષ્પધન : ફરજનું ભાન, આંતરિક શક્તિઓનું પૂરેપુરૂં માપ ને શિક્ષણ યજ્ઞ. સાચ્ચી સ્ત્રી બનો... સુંદર નાગરિક બનો... અને સૌથી વિશેષ...ચેતનવંતી માતા થાઓ; સ્ત્રીજીવન ત્યાં દીપી ઉઠશે...

સાગર : માફ કરજો, હું વચ્ચે બોલું છું. કલિકા બ્હેન... પુષ્પધન ઠીક કહે છે...

[ મીસ્ત્રી પ્રવેશે છે. ]

મીસ્ત્રી : સાહેબ, મજુરોનો ઉપરી...જીવો—મજુરોને આપવાનું મહેનતાણું લઈ નાશી ગયો છે. મજુરી કર્યા પછી—બદલો ન મળવાથી—બિચારા ગરીબ મજુર રડે છે.

કલિકા : તો તેમાં આપણે શું કરી શકીએ ? આપણે તે' જવાબદાર વ્યક્તિને નાણાં આપ્યા. તે જાણે, અને તેનાં માણસો જાણે.

પુષ્પધન : શાહુકાર બનવાની આ રીત—ચોમેર પ્રવર્તી રહી છે—પારકે પરસેવે, સહુને શ્રીમંત થયું છે—જીવો, કેટલા રૂપીયા લઈ નાસી ગયો ? મીસ્ત્રી !

મીસ્ત્રી : ત્રણ હજાર...

પુષ્પધન : સાગર...મારાં ખાતામાંથી ચુકવી દો...મજુરી... મજુરોને...જીવો મારા હાથથી છટકી શકે તેમ નથી. પરસેવો પાડી કામ આપનાર મારાં મજુરો...દુઃખી ન થાય...તે જુવો...

સાગર : પણ આપણને ખોટ જશે, તે ?

**પુષ્પધન** : ખોટ મારે ખાતે...શેઠને ખાતે નહિ...સમજ્યા. હું એન્જીનીયર છું...કામ કરતાં મજુરો...મારા હાથ નીચેનાં માણસો છે...તે સુખે મજુરી કરી જમી પણ ન શકે...તો...મારાંથી કંઈ શોખ તો ન થાય...બલ્કે પાણીનું ટીપું પણ ન પીવાય...તેનાં જીવનની જવાબદારી ઇશ્વિરે મને સોંપી છે...જાઓ...મજુરોને મહેનતાણું આપો.

**સાગર** : ( રૂપીયાનું કેશ બોકસ લઈ જતાં ) સારૂં.

**કલિકા** : ( સ્વગત ) પુરૂષાર્થી પુણ્યાત્મા...પ્રભુનું માણુસ...તે ભણેલ સંસ્કારી ઇજિનેર...હું M. A. પણ શુષ્ક રહી, ( પ્રકાશ ) જીવો, તમારા હાથમાં આવશે કે કેમ ?

[ જીવાની સ્ત્રી જીવતી પ્રવેશે છે. ]

**જીવતી** : મારો ધણી મારા દાગીના લઈ નાસી ગયો...સાથે રૂપલી પણ ગઈ...હવે મારૂં શું ? હું શું કરૂં ? ( રડે છે. )

**કલિકા** : જીવો...મજુરણને નસાડી, ચાલ્યો ગયો ? ત્યારે તે, ક્યાં ગયો ?

**જીવતી** : પ્રભુ જાણે...

**પુષ્પધન** : ( જીવતીને ) શહેરનું દારૂનું પીઠું...શોધી કાઢ... શયતાન ત્યા પડ્યો હશે...હરામ ખોર...સુવર.

[ દારૂ પીધેલ લથડીયાં ખાતો, જીવો, દૂરથી પ્રવેશે છે. ]

**જીવો** : ( ઘેનમાં ) આ અમરાપુરી...આવી..., રાજા ઇન્દ્રનો દરબાર...રૂપલી ... મેનકા ... અહાહા ... દીવા બત્તી ... અને ... રૂપ વાહ, વાહ !

**જીવતી** : ( જીવાને પકડી ) શું બકો છો ? બ્હેન...અને સાહેબ, ઉભા છે...જરા જુઓ તો ?

જીવો : સાહેબ, હું સાહેબ...છું. જીવો રાજા...! (આંગળીથી ચાળા કરે છે.)

પુષ્પધન : (એક તમાચો મારતાં) જીવા!

જીવો : (મગજ ઠેકાણે આવતાં બે હાથ જોડી) સાહેબ.

પુષ્પધન : રૂપીયા ક્યાં?

જીવો : જુગારમાં હારી ગયો...

પુષ્પધન : હવે?

જીવો : સાહેબ, મજુરી કરીને; કરજ ફીટાવીશ.

પુષ્પધન : મજુરણ ક્યાં?

જીવો : રૂપલી મુલકમાં ગઈ.

પુષ્પધન : તારા જેવા શરાબીનું મારે કામ નથી...સમજ્યો... જા ચાલી જા,...તારી ડીપેઝીટનાં રૂપીયા ત્રણ હજાર જપ્ત. ડીપો-ઝીટમાંથી મેં મજુરોનો હીસાબ ચૂકતે કર્યો છે.

જીવો : પણ, બાપુ; સાહેબ; મારી શું ભૂલ થઈ?

કલિકા : } તે અમો ન જાણીએ ... શરાબીનું કોઈ સગું
પુષ્પ : } નથી...દુનિયામાં

[કલિકા અને પુષ્પ ચાલવા માંડે છે.]

જીવતી : પણ તમો દારૂ ન પીતા હો તો?

જીવો : ભગવાન...! ભગવાન! સત્યાનાશ. (માથું કુટે છે.)

[દૂર જળ ઝારીથી રોપાઓને પાણી પાંતી **કલિકા** ગીત મગ્ન દિસે છે-પુષ્પધન મોટી કાતરથી રોપા અને વેલને સમારે છે, કલગી, સફાઈ કામ કરતી, નજરે પડે છે.]

કલિકા : (કામ મગ્ન) ગીત

દશે દિશા ઘન ઘોર !
વાદલ છાંયા;

પુષ્પધન : અનિલ ફૂંકે ને વિજળી ઝબુકે;
કંપે મારી કાયા,

× × ×

કલગી : (ટોપલો ઉપાડી)

હરિ આવો, હરિ આવો !
અકડામણ ઉર ધાવો;

પુષ્પધન : } ઘોર તિમિરમાં અંગુલી પકડી;
કલિકા : } સમદર પાર ઉતારો.

કલિકા : દશે દિશા ઘન ઘોર !
વાદળી છાંયા;
હરિ આવો, ... ... ...

પુષ્પધન : અનિલ ફુંકે ને વિજળી ઝબુકે,
કંપે મારી કાયા !

[આકાશ પર કાળાશ પ્રવર્તે છે.]

× × ×

કલિકા : સમદર ભર મસ્તીમાં રેલે;
નૌકા ડગ મગ ડોલે;

પુષ્પધન : જલચર પ્રાણી પ્રાણ ખેંચવા,
ઉછળે, ઘેરાં બોલે;

કલગી : હરિ આવો ! હરિ આવો !
સમદર પાર ઉતારો;

કલિકા : સઢ તૂટ્યો સુ–કાન સરંતુ,
ઉછળે જલધિ તરંગ;

પુષ્પધન : હૃદય તુફાની શાંત રહે નાં;

સઉ : નાવ થાય મુજ ભંગ;

કલગી : હરિ આવો; હરિ આવો;
અકડામણ ઉર ધાવો;

સઉ : ઘોર તિમિરમાં અંગુલી પકડી;
સમદર પાર ઉતારો.
હરિ આવો, ... ... ...

× × ×

પુષ્પધન : (કામ મગ્ન) દુનિયા ઉંચે, ચઢે છે, કે નીચે કલિકા ?

કલિકા : ભગવાન જાણે.

પુષ્પધન : જ્યાં જોઈએ ત્યાં અજ્ઞાન. વેર ઝેર, વ્યસન ! અને સર્વ નાશ પ્રવર્તે છે. ક્યાં પણ છે શાંતી ?

કલિકા : હા, ચોમેર અંધકાર;

કલગી : (સ્વગત) અરે, ભગવાન ! વાહ તારી દુનિયા ! જીવો, ખરેખર દારૂ ન પીયે તો ?

પુષ્પધન : પડતી દુનિયાને માત્ર સંત પુરૂષો જ સમતોલ રાખી શકે. કલિકા— ! **संतो तपसाम् भूमिं धारयति !**

કલિકા : તો જીવાને મારી આપી; પુનઃ કામે ચઢાવજો– એન્જીનીયર સાહેબ.

પુષ્પધન : હા, મોટાઈની મહત્તા દયા, ક્ષમા અને ઉદારતમાં.

(સહુ કામ મગ્ન બને છે; પડદો પડે છે.)

## અંક ૧ લો

### પ્રવેશ ૭ મો

[ એડવોકેટ જનરલ અનિલ કુમારનું ભવ્ય દિવાનખાનું મધ્યાનનો સમય–વિજળીનો પંખો ફરે છે; અને સંગેમરમરની પરીનાં નગ્ન પૂતળાં પાસે પ્રાશ્ચાત પોશાક-માં ઉભેલા એડવોકેટ જનરલ અનિલકુમાર ચીરૂટ ફૂંકે છે. સુંદર ફરનીચર ચોમેર ગોઠવેલું છે. ]

**અનિલકુમાર :** ( ચીરૂટ ફેંકી–આરસ પૂતળાંને ધક્કો મારી ફેંકતાં; સ્વગત ) **પરી છે, પણ પથ્થરની... રૂપ છે, પણ ચેતન ક્યાં ?**

[ સોફા પર બેસી બાજી ચીરૂટ સળગાવે છે. દમ પર દમ મારતાં ] .

I want love, I want life, A રોમાન્ટીક life.

[ એકાએક ઝબુકતી વિજળી જેમ તરૂણ સ્નાતિકા તનમન પ્રવેશે છે; અતિશય ગુસ્સાભેર–પત્રોનાં બંડલને પછાડતી. ]

**તનમન :** You fool ! ( તનમન ગુસ્સાભરેલાં નેત્રે અનિલ કુમારને જોઈ રહે છે. )

**અનિલકુમાર :** ( ચોંકતાં–સસ્મિત; અટ્ટહાસ્ય કરતાં ) There you are. આખર આવી.

**તનમન :** ( છુટા ચોટલાને પોતાનાં કંઠની આસપાસ વિંઝની ગર્જના કરી ) **મૂર્ખ, પાગલ, પાજી, તારાં જ્ઞાનનું અને પ્રેમનું પ્રદર્શન જાણ્યું. મારા પર પત્રો કેમ લખ્યા કરે છે. I feel disgusted—ઉઠાવ તારા પત્રો. હું તારી સાથે લગ્ન બીલકુલ ઇચ્છિતી નથી. I don't want your foolish letters.**

**અનિલકુમાર** : (સ્મિત વેરતાં) સ્નાતિકા Miss તનમન !

**તનમન** : (કાનમાં આંગળીઓ નાંખી) હું તમને સાંભળવા માગતીજ નથી; હવે કાગળ લખશે, તો કોર્ટમાં જઇશ. I shall hand over everything to police. કોર્ટમાં Suit દાખલ કરીશ.

**અનિલકુમાર** : (પત્રોનાં થોકડાને ઉપાડતાં) Miss તનમન!

**તનમન** : I say stop your exhibition ! Mad foolish ! I worn you, stop your evil methods.

**અનિલકુમાર** : આ પત્રોને પત્રો ન જ કહેવાય. માનસ્ત્ર શાસ્ત્રનો આ તો અભ્યાસ છે. તનમન ! Don't be silly. Miss તનમન ! આપ એટલું પણ સમજતા નથી—એક કાયદેસર ગ્રેજ્યુએટ સ્ત્રી હોવાં છતાં—આપ જાણો છો, હું વકીલ છું. Law નો અભ્યાસી. મારા કાયદાનાં જ્ઞાન પાછળ મારે માનસ્ત્ર શાસ્ત્રનો અભ્યાસ જોઈએ ને ? હું સ્ત્રી હૃદયને જાણુવા ચાહું છું. એક કુમારિકાનું હૃદય શું છે, તે કાયદાની દ્રષ્ટિએ મારે સમજવું છે. cyclopedia of human heart, specially of a lady.

**તનમન** : (સાડીને છેડે કંઈક ગુસ્સામાં, ગાંઠો બાંધતી) તો કોઈ પગારદાર સ્ત્રીને રોકો. મને નહિ,

**અનિલકુમાર** : (સ્વગત) અફસોસ ! જીવતી સ્ત્રી પણ પાષાણ હૃદય ! (પ્રકાશ) Miss તનમન ! જરા બેસો—આપ મારે ઘરે મારાં મહેમાન છો. તમે સમજો છો, Law is Law.

**તનમન** : (શાંત પડી સોફા પર બેસતાં) એટલે !

**અનિલકુમાર** : Miss તનમન ! આગળ બોલવા મંજુરી આપો છો ? આ પત્રોથી કંટાળી જો તમો મારા પર Suit કરશો તો, હું મારો બચાવ કરીશ. તમો મારી સાથે પત્રવ્યહવારમાં છો જ,

તે મારી સાબીતી. આબરૂ તમારી જશે, મને શું છે ? (ખીસ્સામાંથી પત્રો કાઢી) આ રહ્યા તમારા પત્રો. (અટ્ટહાસ્ય કરે છે.) તમારા ભાવી જીવનનો તમોએ વિચાર કર્યો છે ? સલાહ આપું ? આપ ઉંમર લાયક છો, લગ્ન કેમ કરતાં નથી ! જવાબ આપો, Miss તનમન !

**તનમન** : ફરી પાછી લગ્નની વાત ! સાફ કહી દીધું—હું લગ્નમાં માનતી જ નથી. હું તમારી સાથે વાત કરવા માગતીજ નથી. (ઉઠી ચાલવા માંડે છે.)

**અનિલકુમાર** : (ચીરૂટ ફૂંકતો, બે હાથ લાંબા કરી તેને અટકાવતાં) Miss તમમન ! you can't go. કોઈ પણ આશાભર્યા હૃદયને તોડી નાખવું—એ મહા પાપ છે. તે તમે જાણો છો ?

**તનમન** : (હાથ ઠેલી આગળ વધતી) But, it is not a crime મહેરબાની કરી, મને જવા દો. (જવા માંડે છે.)

**અનિલકુમાર** : (તેનો સાડીનો છેડો પકડી લેતાં) Miss તનમન !

**તનમન** : (સાડીનો છેડો ખેંચતાં) અત્યાચાર ! અત્યાચાર !

**અનિલકુમાર** : No. no; stady of a human heart, કાયદાનાં જ્ઞાનની મદદ માટે માનસશાસ્ત્રનો અભ્યાસ. (તનમનનો હાથ પકડી) આપ ખુરસી પર બેસો; હું પુછું છું, તમો લગ્નનું બંધન કેમ ચાહતા નથી ? મારાં પત્રોને વાંચતાં આપ શ્રીમતીનાં હૃદયમાં શું ભાવો ઉછરાયા ? (સસ્મિત) જુવો, સાચ્ચું કહેજો, તમારે સમજવું જોઈએ કે, તમો મારા માનસશાસ્ત્રનો અભ્યાસમાં હાલ તુરત મદદ કરો છો; આ કંઈ love નથી. માત્ર અભ્યાસ–મારો માનસ શાસ્ત્રનો અભ્યાસ. સાંભળો, હું તમોને કંઈક વર્ષોથી પિછાનું છું, જ્યારથી તમારૂં અને મારૂં કુટુંબ પાડોશમાં રહેતું હતું–ત્યારથી. તમોને મોટરમાં બેસી કોલેજમાં જતાં જોઈ, મારા હૃદયમાં શું

થતુ હશે, તે તમો સમજી શકો છો ? Miss તનમન ! કંઈક કલ્પના કરો.

**તનમન** : તમો તો કોઈ પાગલ છો કે શું ? હું તમોને પિછાનતી જ નથી.

**અનિલકુમાર** : પણ હું તમોને પિછાનું છું. સાબીતી માટે આ નોંધો જુવો; તમો સદા સહેજ નીલ વર્ણી સાડીને પસંદગી આપો છો; મોગરાની સદા વેણી બાંધો છો; એક હાથમાં ચૂડલાની હાર પહેરો છો, બીજે હાથે, સેન્ડો કંપનીનું ઘડીયાળ – બધું લખ્યું છે; વાંચો ને ? Sufficent proofs that I know you well.

**તનમન** : ( ખુરશીમાંથી ઉભી થતાં ) I have no time, to read all this Foolish. ( ચોપડી ફેંકી દે છે; ) મને ખાતરી આપો કે, આપ મને પત્રો હવે નહિ લખો.

**અનિલકુમાર** : આ જ ભૂલ થાય છે – તેમ થાય તો પછી મારા માનસશાસ્ત્રનાં અભ્યાસનું શું ? Miss તનમન ! ખરૂં કહું છું, માનસશાસ્ત્રનો અભ્યાસી વકીલ જ સાચ્ચો કાયદા શાસ્ત્રી થઈ શકે છે – Miss તનમન ! તમારે મને મદદ કરવીજ પડશે. શું આપ નથી ઇચ્છતાં કે મારા કાયદાશાસ્ત્રનું જ્ઞાન જગતમાં ઝબકી ઉઠે ?

**તનમન** : ( જવા ઉભી થતાં ) ઝબકાવો જ્ઞાન ! પણ મને જવા દો, હવે.

**અનિલકુમાર** : એટલે કાયદાની દૃષ્ટિએ આપ મને પત્રો લખવા મંજુરી આપો છો, તેમજ સાબીત થયું ને ? અર્થાત્ આપનાં હૃદયમાં મારા માટે કંઈક છુપી લાગણી I mean–Love છે. ખરૂં ને ?

**તનમન** : ફરી પાછી એ વાત ! હું તમોને બીલકુલ ચાહતી નથી.

**અનિલકુમાર** : ત્યારે આપ કોને ચાહો છો ?

**તનમન** : ( આંખો કાઢી ) કૃપા કરી આપ મને ચાહતા હો તો

ભૂલી જજો — હું લગ્નનાં બંધનમાં માનતી નથી — મારે કંઈ પણ બંધન ન જોઇએ. હું સ્વતંત્ર રહેવા ચાહું છું, લગ્ન કરવા માગતી જ નથી — બસ. હવે, પછી પત્ર લખવાનું કંઈ કારણ છે ? હું હવે જઇશ — કૃપા કરી તમારા માનસશાસ્ત્રના અભ્યાસ પડતે મૂકો.

**અનિલકુમાર** : ત્યારે Miss તનમન ! આપ લગ્ન કરવા માગતાં જ નથી ?

**તનમન** : બીલકુલ નહિ, તમો સાથે પણ નહિ - અને કોઈ પણ સાથે નહિ - લગ્ન - તો મારે કરવાં જ નથી.

**અનિલકુમાર** : ત્યારે Miss તનમન ! એક વધુ સવાલ - આપ યુવકો સાથે ફરવું પસંદ કરો છો ?

**તનમન** : જરૂર એક નહિ, પણ અનેક યુવકો સાથે ફરૂં, તેમાં તમારે શું છે ? My choice. I am independent. It is my look out. હવે કંઈ પુછવું છે ?

**અનિલકુમાર** : છતાં આપ લગ્ન કરવા ચાહતા નથી ? Miss તનમન ! તમારે લગ્ન કરવાજ પડશે.

**તનમન** : સાફ જણાવી દીધું, કે આપ મને ભૂલી જતાં - હું તમો; કે કોઈ સાથે લગ્ન કરવા માગતી જ નથી. હું લગ્નનાં બંધનને ધિક્કારૂં છું. લગ્ન, સ્ત્રી માટે ગુલામી છે. મારાથી તે ગુલામી થાય તેમ નથી - હું કંઈક યુવકો સાથે ફરી શકું છું, રમી શકું છું, અને નાચી પણ શકું છું - પણ Sorry ! અનિલકુમાર ! હું લગ્નનાં બંધને બંધાવા માગતી જ નથી — મને માફ કરો — મને ભૂલી જજો — હવે પત્ર ન લખતા.

[ વિખરેલ વાઘણસમી તનમન ચાલી જાય છે, અનિલકુમાર નીચે પડી ગયેલાં સંગેમર-મરનાં બાવલાંને પુનઃ ટેબલ પર ગોઠવતો ]

અનિલકુમાર : અફ્સોસ ! પરી ! – પણ સંગેમરનાં શ્વેત પથ્થરની. પાષાણહૃદય ! જેવા કુમારસાહેબ; અનિલ, તેવીજ Miss તનમન.

[ અનિલકુમાર સોફા પર બેસી ચીરૂટ પર દમ લે છે. ધુમાડો ચોમેર પથરાય છે. પડદો પડે છે. ]



# મૂક્તિ–માર્ગ

## અંક ૨ જો

### પ્રવેશ ૧ લો

[ સમુદ્રનો કિનારે, પૂરી ખિલેલી ચાંદનીમાં ઉજળી દૂધ જેવી રેતી પર 'પુષ્પ' અને કલિકા બેઠા, છે. ચંદ્ર ગ્રહણનો દિવસ છે. કંઈક વાદળાઓથી વ્યોમ ઢંકાયું છે, છમાં ચોમેર ચંદ્રનો પ્રકાશ પથરાયો છે. સમુદ્રમાં ભરતી છે, અને અનિલ વાય છે, દૂર અંનંત તરફ દષ્ટિ ફેંકતી કલિકા. ]

કલિકા : (સાડીની કોર માથે સમારતાં) ત્યારે પુષ્પધન! જીવન એટલે શું?

પુષ્પ : (રેતીને હાથમાંથી સરકાવી જળ ઉર્મિ તરફ જોઈ) કલિકા! જીવન, એટલે 'ચંદ્ર ગ્રહણ.'

કલિકા : પુષ્પધન! સમુદ્ર શું હેલે ચઢ્યો છે! કોને માટે?

પુષ્પ : તેનું નામ આત્માની મસ્તી. કેટલીયે સરીતાને તે ઉદરમાં સમાવે છે, છતાં છલકાતો નથી...માઝા મૂકતો નથી...નિરંતર એક તાન, તેનું સતત્ નૃત્ય ચાલુ જ છે, સમિર ગીત ગાય છે, કુદરતને ખોડે તેનો ખેલ ચાલુ છે...તેનાં ગીતમાં સૃષ્ટિનિર્માતા દર્શન છે.

કલિકા : અહા કુદરત!

પુષ્પ : આ સમુદ્રની ગંભીરતા જીવનમાં ઉતારવી રહી. કલિકા, જેને સીમાએ નથી, જેને અંત નથી, સુખ નથી, દુઃખ નથી...... લાભાલાભનો વિચાર નથી...જેને કેવળ ફરજ છે, તે યોગ જીવનને ચીરમ્ શાંતી બક્ષે.

કલિકા : ત્યારે, દેહ અને દેહી કોણ?

પુષ્પ : સમુદ્રની સપાટીનું અવલોકન કર, કલિકા ! અનેક જલવાહી ગણી શકાય છે...એક, બે, ત્રણ એમ અસંખ્ય; પરંતુ આખર તે શું છે? કેવળ જળ; અને તે જળરાશીનું એક સ્વરૂપ. ચંદ્ર તેનો પ્રેરક છે, અને સમિર તેની પ્રેરણા છે; તેની મદદગાર સરિતા છે. સ્થૂલ દૃષ્ટિમાં દેખાતી જળઉર્મિઓ દેહ છે, તેનો; અને જે જલાસિંચન છે તે દેહી છે. દેવી !

કલિકા : એટલે.

પુષ્પ : દેહી...એટલે આત્મા—દેહ, એટલે રૂપાંતર થતું એક સ્વરૂપ-પણ ક્ષણભંગુર. આત્મા નિરાકાર છે, અને તે સાકારની ઓથે વિરાજી, વિશ્વને માયામાં મુગ્ધ કરે છે.

કલિકા : આખર બંનેની ગતિ શું ?

પુષ્પ : ત્યાંજ પ્રભુનો મહિમા છે. નાશ થતો દેહ નવું સ્વરૂપ પકડે – આત્માનું પંખી ઉડી જાય...અને બીજુ પિંજરૂં વસાવે. લોકવાણી તેને જન્મ મરણની ઘટમાળ કહે છે...પરન્તુ ઉષા, અને સંધ્યા...રાત્રી અને દિવસ...જેમ સતત્ ચાલે છે, છતાં તેનું સુખ દુઃખ સૃષ્ટિને નથી...તેમ આત્માથી તો જન્મમરણ પર છે.

કલિક : દેહની ફરજ શું ?

પુષ્પ : દેહમાં રહેલું સત્વ...તે આત્મા. દૂધમાં જેમ ઘી છે, તેમ. લાકડાંમાં જેમ અનલ છે, તેમ...એ શક્તિનું જ્ઞાન થાય...તો દેહની ફરજ સમજાય.

કલગી : સ્ત્રી અને પુરુષનાં ભેદ કેમ, ત્યારે ?

પુષ્પ : વિશ્વ પણ એક વિજ્ઞાનશાળા છે, તેમાં કંઈક રસાયણ પડ્યાં છે. આત્મા, તે તમામનાં ગુણ અનુભવે છે. કોઈક વાર સ્ત્રી રૂપે, કોઈક વાર પુરુષ રૂપે. પરન્તુ એ વિજ્ઞાની આત્મા; એ તો

એકજ છે...સ્ત્રી કે પુરુષનું શરીર તો માત્ર રૂપાંતર થતું એક નિમિત છે. 'સ્ત્રી' 'પુરુષ'ની ભિન્નતા પ્રજ્ઞ અને જ્ઞાનીને ન હોય.

કલિકા : ત્યારે સ્ત્રી પુરુષનાં દેહનું કર્તવ્ય શું?

પુષ્પ : જલની ઊર્મિ ઉછળી ઉછળી આખર જલમાં જેમ અદશ્ય થાય છે, તેમ તમામ સ્ત્રી પુરુષો એક શક્તિમાં સમાય છે; તે શક્તિનું સંશોધન કરવું; એ સ્ત્રી અને પુરુષનું કર્તવ્ય.

કલિકા : એટલે.

પુષ્પ : પુરુષ છે, પ્રેરક, સ્ત્રી છે, પ્રેરણાં. પ્રેરણાં અને પ્રેરક બંને મળતાં–પ્રેમ પ્રગટે છે,–પ્રેમ એટલે પરમાત્માનો જન્મ. આકાશમાં સૂર્યનું પ્રથમ કિરણ–કંઈક પ્રકાશ ફેંકે; ત્યાર પછી એ વધતો જતો પ્રકાશ, સૃષ્ટિને સતેજ કરે, તેમ આ પ્રેમ ભક્તિ...પ્રેરણાં અને પ્રેરકનાં બળે અભિવૃદ્ધિ પામે છે, અને આખર વિશ્વમય બને છે... કેવળ...વિશુદ્ધ પ્રેમમાં જ પરમાત્માનું સ્વરૂપ દર્શન દે. સ્ત્રી છે, શ્રદ્ધા, અને પુરૂષ છે, પ્રેમ–પ્રેમ અને શ્રદ્ધાનું એકીકરણ, તે પ્રેમ ભક્તિ...પરન્તુ એ પ્રેમ ભક્તિ...પ્રગટ થયાં પછી–ત્યાં 'પ્રેમ' પણ નથી, અને 'શ્રદ્ધા' પણ નથી...માત્ર એક કુદરત છે...એ પ્રભુનું સ્વરૂપ,—યા તો એ વિરાટ દર્શન. 'પુરુષ' અગ્નિસ્વરૂપ, 'સ્ત્રી' પૃથ્વીસ્વરૂપા, બંનેનું મિલન, એટલે કુદરતનો કલરવ.

કલિકા : ત્યારે, 'માયા' શું?

પુષ્પ : બહુ જ અઘરો પ્રશ્ન. કાયાના કંઈક પલટા તે માયા. અગ્નિમાં તપતું સોનું, તપી તપી જેમ શુદ્ધ થાય, તેમ વ્યક્તિ માયાની જ્વાળામાં તપી વિશુદ્ધ જ્ઞાનને વરે......અને પ્રભુને પિછાને.

કલિકા : ત્યારે આત્માને આધાર કોનો?

પુષ્પ : સૂર્યને આધાર કોનો છે? સમુદ્રનું સીમાબંધન શું?

કોઈ એક અદૃશ્ય શક્તિનિયંતા છે, આત્માને તે સૃષ્ટિનિયંતાનો આધાર ગણી શકાય. એ સૃષ્ટિનિયંતાનું બીજું નામ,–પરમાત્મા.

કલિકા : ત્યારે આત્મા અને પરમાત્મામાં કંઈ ભેદ ખરો ?

પુષ્પ : સૂર્યનાં ગોલાકારમાંથી કિરણ પ્રગટે છે, એ વિશ્વ પર પ્રકાશ ફેંકે છે, એવા અસંખ્ય કિરણોનો તે ઉત્પાદક છે, તે કિરણો જુદાં છે, પણ આખર એક જ, તેજમાંથી તેનો જન્મ છે; બહાર નીકળી, આખર તે તેજનાં પરિપૂર્ણ પૂંજમાં સમાય છે, આત્માનું પણ એવું જ છે...બાકી. આત્મા પરમાત્મા...તે એક જ છે.

કલિકા : ત્યારે, હવે એક પ્રશ્ન પુછું–તમો અને મારામાં કંઈ ભેદ રહ્યો ?

પુષ્પ : નહિ, બીલકુલ નહિ...તારે કારણે આ પ્રેરણાં, આત્મા અને આત્માનું એકીકરણ...તેનું નામ...'લગ્ન' અને એવું લગ્ન એટલે અગાધ શક્તિનો જન્મ.

કલિકા : બહુ જ સુક્ષ્મ દૃષ્ટિ છે, તમારી. હવે મારી ફરજ શું ?

પુષ્પ : કર્તવ્યનું સંશોધન. જ્ઞાન પામી, જ્ઞાનની વર્ષા વરસાવો. જીવોને જીવમાં ભેળવો...પ્રભુ નામે સાદ પાળો...ગમે ત્યાં રહી...ગમે તે સ્થળે.

કલિકા : પેલું તમારૂં ગીત...અને તેનો અર્થ શું ? પ્રથમ પત્રમાં તમોએ ઉતાર્યું હતું તે.

પુષ્પ : ઓહ, 'ક્ષણ પહેલાંનું ચંદ્ર ગ્રહણ.' અકાશમાં દૃષ્ટિ ફેંક, કલિકા ! જો આ સત્પાર્ષિ, આ અચલ ધ્રૂવ !...અને પેલો શુક્ર,...અને બધાની વચ્ચે, ચંદા ખીલી છે;

ગીત

ખીલી પૂર્ણિમાં પૂર બ્હારમાં,
ચંદ્રા ઉજળી વ્યોમ;
રૂપ છવાયું દશે દિશામાં,
ઉજ્જવળ બનતી ભોમ.

કલિકા : (સ્વગત) આ તો મારૂં બ્યાન, (પ્રકાશ) પછી ?

પુષ્પ : (આકાશની ચંદ્રા અને કલિકાને સરખાવતો)

* * *

મૃગલી એ મસ્તીમાં રમતી;
માશુક કોઈ ચકોર;
શિતલ કર દ્રગ દૃષ્ટિ ફેંકતી,
શોધતી શું ચોર ?

[ કંઈક મસ્તીમાં આવી ]

યૌવન ખીલી દેહ વેલડી !
કાજળ ભીનાં નેન;
કોકીલ કંઠી કોઈ કિન્નરી;
આંખલડી માં ઘેન.

કલિકા : (સ્વગત) કવિ શું સમજતો હશે...(પ્રકાશ) અને પછી ?

પુષ્પ : (કલિકાને સંબોધતો) અને પછી...તો...(વિચારે છે)

* * *

કહે રે ચંદા ! કોને શોધે;
શેં માંડ્યો ! અભિસાર ?
પ્રણય ઘેલડી ! પ્રિતમ ક્યાં છે ?
તું જ હૈયાંનો હાર.

કલિકા : (આકાશનું અવલોકન કરતી) પુષ્પ! પુષ્પ! જો ચંદ્રમાની કોર...કાળી બને છે... હવે શું થશે?

પુષ્પ : કલિકા!

ગીત

પણ જો દૂરે વાદળમાં તુજ,
અરિ ઉભો તૈયાર;
'ધમ ધમ' કરતો ધસતો આવે;
રાહુ રાક્ષસ બાળ.

કલિકા : (કંઇક ગભરાતી) શું હવે ચંદ્રમા નિસ્તેજ થશે કે શું?

પુષ્પ : (ચંદ્રમાને સંબોધતો)

દોડ હઠીલી છોડ ઘેલછાં,
ના કર અવળી ભૂલ;
રાહુને પ્રિતમ સમજી ને
ના થાજે તું ડૂલ.

કલિકા : (આંખે આંખ મિલાવી, પુષ્પનું અવલોકન કરતી) પુષ્પ! પુષ્પ!...આકાશ કાજળથી છવાય છે; ચંદ્રિકા ઘેરાય છે...

પુષ્પ : (કલિકાને સંબોધતો)

*   *   *

પ્રેમી તારો પૃથ્વી પટ પર;
તપ તપતો તું બાળ;
રાહુ જો તુજને ગળશે, તો,
રડશે એ ચોધાર.

કલિકા : (સ્વગત આંખમાં આસું ભરતી) ખરેખર, ચંદ્રગ્રહણનો પ્રસંગ......, પ્રેમી તપે છે, અને ગ્રહણ ઘેરાય છે. (પ્રકાશ) પછી?

પુષ્પ : (ચંદ્રિકાને ઉપદેશ દેતાં)

*   *   *

ભાગ બાવરી, પ્રિમત ગોદે;
નવ કરતી ઉત્પાત્
કંથ તણે તુજ કંઠ મિલાવી,
કર પૂરી તું રાત—

કલિકા : ( કુદરતને ભાળતી, બાવરી બની ) પુષ્પ ! આ કાળાં વાદળાં ચઢી આવ્યા અને જો સમુદ્રમાં તોફાન શરૂ થયું. ચંદા...ને ઢંકાતાં હવે શું વાર છે ? રાહુનો આ પ્રચંડ ઉત્પાત...ચંદ્રિકા કાળી શ્યામ બની...ખગ્રાસ ચંદ્રગ્રહણ થયું—( પુષ્પનો હાથ ખેંચી, હાથમાં હાથ લઈ ) બોલને, બોલો ! ચંદ્રિકાનું હવે કોણ ?

પુષ્પ : (કલિકાનાં હાથને ચૂમતો) એ ભગવાન્—!

[ આકાશમાં વાદળાં ઘેરાય છે, ચંદ્રમાં કાળો પડે છે અને સૃષ્ટિમાં અંધકાર છવાય છે. ]

પુષ્પ :
કલિકા : } ખગ્રાસ ગ્રહણ. પ્રાર્થના કરો.

[ બંને લગોલગ બેસી પ્રભુ સ્મરણ કરતાં ]

ૐ શાંતી ! શાંતી !

( પડદો પડે છે ).

## અંક ૨ જો

### પ્રવેશ ૨ જો

(સ્થળ:—રસધન શેઠની ઓફીસ.)

[ટેબલ પર કામકાજમાં મગ્ન વૃદ્ધ રસધન શેઠ બેઠા છે, મુનીમ કામકાજ કરે છે... સાગર કંઈક ટાઇપ કરતો નજરે પડે છે... ચોપડાઓ અવ્યવસ્થિત પડ્યા છે...દૂર પ્યુન ગંગારામ દેશી ટાઈપનો પંખો ખેંચે છે.]

**રસધન** : (પ્યુનને) ગંગારામ, પંખો બંદ કર...જો...આ ઓરડામાંથી બાજુનાં ખંડમાં મારી ઓફીસ ફેરવજે...ત્યાંથી ઠંડો પવન આવે છે, અને આ દેશી પંખો...ત્યાં જ ગોઠવજે...સમજ્યો.

**ગંગારામ** : જી હજુર, (સ્વગત) શેઠ વૃદ્ધ થયા...કામકાજ કંઈ કરતાં નથી, અને મને વિનાકારણ હેરાન ગતી...આજે તેની ઓફીસ–અહીયા ફેરવી...કાલે બીજે...સાથે તેનો પંખો ..અને આ હોક્કો...પણ ક્યાંય સ્થિર બેસતાં નથી...આ ડોસો મને કેમે નિરાંતે બેસવા દેતો નથી.

**રસધન** : ગંગારામ, કલિકા બ્હેનને કોલેજમાં મૂકી આવ્યો ?

**ગંગારામ** : નહિ......

**રસધન** : તો તેને તેડી લાવ.

**ગંગારામ** : વારૂ...(જાય છે)

**રસધન** : (સાગર તરફ જોઈ) સાગર! બાંધકામ ખાતાનો હિસાબ તેં તપાસ્યો ?

**સાગર** : કાકા...આ રહ્યો તે...તપાસી નાખ્યો છે.

**રસધન** : ઇજિનેર પુષ્પધન...કરકસર સમજે છે...? તેનું કામ કેમ છે?

**સાગર** : ઘણો જ લાયક માણસ...છે તે.

**રસધન** : પૈસા ખાઈ જતો તો નથી ને?

**સાગર** : કાકા, આપ એ શું બોલ્યા? તમોને તેવી શંકા કેમ થઈ?

**રસધન** : સહેજ...પૈસાનો સવાલ છે. ભલભલાનાં મન ડોલાવી દે. સાભળ્યું...છે, કે...હાલમાં તેનું ખરચ વધ્યું છે...તે પૈસા લાવે છે ક્યાંથી?

**મુનીમ** : (સ્વગત) શ્રીમંતનું અંતઃકરણ તો જુવો...પ્રત્યેક વિષયમાં શંકા...(પ્રકાશ) શેઠ સાહેબ...પુષ્પધનનાં કામકાજ ઘણાં ચાલે છે...તે સારૂં કમાય છે.

**રસધન** : ત્યારે તો તે શ્રીમંત બની ગયો...એમ ને?

**સાગર** : ના...તેવું કંઈ નથી...તે મેળવે છે, અને વાપરે છે...તેના તરફથી અનાથ સ્ત્રી પુરુષોને મદદ...કંઈક કોંગ્રેસને ફાળો...કંઈક સ્કૂલોમાં ફાળાં...આ તેના ખરચ છે.

**રસધન** : (સ્વગત) છોકરો...જબરો છે...આવું તો મેં ન હતું જાણ્યું (પ્રકાશ) ત્યારે તમારૂં કહેવું છે કે, પુષ્પધન...પુરૂષાર્થી તેમજ ઉદાર બંને છે...એમ જ ને?

**સાગર** : હા.

**રસધન** : તેણે પોતાનું મકાન બાંધ્યું?

**સાગર** : ના...પણ જમીન તો ખરીદી છે...ખેતીવાડી વિષય સંબંધી તે કંઈક નવો પ્લાન પોતાને માટે રચે છે...

**રસધન** : પણ તે આપણાં પૈસાથી કે...તેનાં ?

**સાગર** : પોતાના જ મૂડીથી...સ્તો.

**રસધન** : પુષ્પધને આ મૂડી એકઠી કેવી રીતે કરી ?

**સાગર** : ધંધા મારફતે.

**રસધન** : મુનીમ...તમો શું ધારો છો ?

**મુનીમ** : મારૂં કંઈ ધારવું નથી...તેની પ્રમાણિકતામાં શંકા કરવાનું કંઈએ કારણ નથી.

**રસધન** : ( સ્વગત, વિચાર કરતો ) જો ... આ મુનીમ...અને પુષ્પધન સંપી જાય ... અને તેમાં સાગર ભળે ... તો મને દિવાળું આવે કે નહિ ? ... ના ... પણ સાગર તેવો નથી ... પણ ચોકસાઈ સારી ... (પ્રકાશ) સાગર ! કલિકા માટે તમારો શું મત છે ?

**સાગર** : સારો મત છે.

**રસધન** : એટલે ? મુનીમ ... ! બ્હેન, માટે તમો શું કહો છો ?

**મુનીમ** : બ્હેન કલિકાનું ખર્ચ વધે છે ... ઉંચા અભ્યાસને અંગે ખરચ થાય, તે ઠીક ... પરન્તું...હાથ બહુ છૂટ છે ... ઠીક છે, શ્રીમંતની દીકરી છે ... પૈસા પેદા કરવા જવું પડતું નથી ... પણ ધારો કે ... તેનાં લગ્ન કોઈ ગરીબને ત્યાં થયા તો ... ?

**રસધન** : કોઈ ગરીબને મારી છોકરી નહિ પરણે ...સમજ્યા.

**મુનીમ** : એ તો વિધાતાનાં લેખ ... સમજો કે ... તમો એ તેને શ્રીમંત કુટુંબમાં આપી ... અને કમનસિબે સાસરાંની સ્થિતિ પલટી ... રંકમાંથી રાય ... અને રાયમાંથી રંક તો સહુ કોઈ થાય છે !

**રસધન** : વાત બરાબર છે ... કલિકાનું માસિક ખર્ચ...શું છે ?

**મુનીમ** : ત્રણસો રૂપીયા હાથ ખર્ચ. વર્ષનું અભ્યાસ ખરચ ત્રણ હજાર ... કપડા લત્તાનું બીલ ... એક હજાર.

( કલિકા પ્રવેશે છે. )

**કલિકા** : બાપુજી, આપે મને બોલાવી ?

**રસધન** : હા... , જરા બેસ. કહે જોઈએ કલિકા...બ્હેન ! તું તારા ખરચનો હિસાબ રાખે છે ?

**કલિકા** : ના...

**રસધન** : હાલમાં શું ખરીદી કરી...?

**કલિકા** : બીલ બધાં, કાકાને આપ્યાં છે.

**રસધન** : પણ અંદાજ...

**કલિકા** : બધુ ખરચ ચારેક હજાર...હશે.

**રસધન** : મેટ્રીકથી...M. A. સુધી...તારૂં ખરચ વીસ હજાર થઈ ગયું...આ રકમ નાની સુની ન કહેવાય...બ્હેન ! જો મિલ્કત બધી તારી છે...પણ સંભાળીને વાપર.

[ પુષ્પધન...પ્રવેશે છે. ]

**પુષ્પ** : શેઠ...સાહેબ ! વિલાયતથી મંગાવવા ધારેલ...પેલા Plant ની હું કંઈ જરૂર જોતો નથી...ગોરા એન્જીનીયરનું પણ કંઇ કામ નથી.

**રસધન** : ત્યારે – પેલો ગોરો સાહેબ...શું બાકે છે ?

**પુષ્પ** : તે ગોરો છે, વિલાયતી છે... હું દેશી છું...મારા દેશની પાઈએ પાઈ...આ દેશમાં રહે...અને ઉદ્યોગ ખીલે...એ મારી ઇચ્છા...તમે એ મંગાવવા ધારેલ Plant હું તમોને અહિયાં... આપણાં કારીગરો મારફતે તૈયાર કરાવી આપીશ... બધી ગણત્રી મેં જોઈ લીધી.

કલિકા : કયો Plant, બાપુજી ?

**રસધન** : યંત્રો મારફતે ચાલતી Saw-mill.

**પુષ્પધન** : તે કાર્યાલયમાં ઉત્તમ કારીગરો રોકી...સુંદર ફરનીચર તૈયાર થશે. તેમાં ગોરા દેશનાં ગોરા ઓફીસરનું કંઈએ કામ નથી...બધુ આપણાં દેશમાં બની શકે છે.

કલિકા : Modern...છેલ્લી પદ્ધતિનું !

**પુષ્પધન** : છેલ્લી પદ્ધતિ કહો...કે પહેલી પદ્ધતિ...જે કંઈ કહો...તે બની શકે. પણ કલિકા ! આપ Modern કોને કહો છો ? તમારી રંગબેરંગી સાડીઓ, અને એક હાથમાં ચૂડલાઓની હાર જોઈ જવાબ ન આપતાં...

કલિકા : એટલે...આપ...મારી રિતભાતમાં કંઈ ખામી જુઓ છો ?

**પુષ્પધન** : તેવું તો કંઈએ નહિ...પરન્તુ સૌન્દર્ય પહેરવેશથી મળતું હોય...તો...પૈસાદાર જ સુંદર હોય..કલિકા...સૃષ્ટિને શણગાર સજવા...ફેશનની કંઈએ જરૂર છે...એક કણ અનાજમાંથી હજારો કણ પેદા કરતી પૃથ્વી...જ્યારે શણગાર સજે છે, ત્યારે તે કેવી લાગે છે ? સૌન્દર્ય તો અંતરનાં શોભે

**મુનીમ** : ( ચોપડો લખતાં ) કલિકા બ્હેન...માફ કરજો... તમારો પોષાક મને તો આજની સીનેમાની નટી જેવો લાગે છે...

**પુષ્પધન** : તેમાં તમારો દોષ નથી...વાતાવરણનાં દોષ છે...

**રસધન** : ( કલિકાને પંપાળી ) બેટા...તું ખરચ કરે, તેની હરકત નહિ...પણ બહુ વિચારી...આપણી ઉંચી કોમને લાયક... પોષાક પહેરતી...જા...દીકરી.

**કલિકા** : (સ્વગત) હું...રસ...કળાને નામે વિલાસમાં તો ખેંચાતી નથી...? મારો સંયમ...મારી કલ્પના...(પ્રકાશ) બાપુજી, ભૂલ થઈ...હવે ભૂલો સુધારીશ.

**રસધન** : તારા મીઠાં સ્વભાવથી...મને આનંદ થાય છે... કલિકા ! પ્રભુએ મને દીકરી નહિ...પણ દીકરી રૂપે દીકરો આપ્યો છે. (પુષ્પધનને) પુષ્પધન...ત્યારે Saw-mill બાબત તમેં શું કહેતાં હતાં ?

**પુષ્પધન** : મનલબકે બધું અહિયાં તૈયાર કરીશું.

**રસધન** : ત્યારે...તમારા યંત્રો...સરકારી ઓર્ડરો પૂરાં પાડી શકશે ?

**પુષ્પધન** : જરૂર. પણ ઓર્ડર લાવવા...તે તમારૂં કામ... કામ આપવું તે મારૂં કામ.

**રસધન** : સરકારી ખાતાનાં ઓફીસરોને રૂપીયા ખવરાવો... એટલે ઓર્ડર...પુષ્પધન...પૈસો શું નથી કરતો ?

**પુષ્પધન** : તેમાં ભૂલ છે...જે ચારિત્ર્યની અસર કામ ઉપ-જાવે ને તે પૈસો કરી શકતો નથી...આ સ્થળે આપણાં બંનેનાં વિચારો જુદા છે.

**રસધન** : પણ દુનિયા તો પોતાનો સ્વાર્થ જુવે છે...તેને બીજાની પડી નથી...

**પુષ્પધન** : માટે હિંદનો વેપાર ઉદ્યોગ પાયમાલ થયો. પર-દેશીઓ હિંદીઓનાં ખીસાં કાતરે છે...કેવળ આજ ઈલાજથી...લાખો જાતી બંધુઓને પાયમાલ કરી...તમોને બે લાખ આપતા હશે, પણ વીસ લાખ ખેંચી ..દેશની મૂડી તો ઓછી કરે છે...આપ ધારો છો...તમે કમાઓ છો...પણ દેશ તો ગૂમાવે છે...હિંદી તરીકે... તમો નફો જુઓ...એક વ્યક્તિગત માણસ તરીકે નહિ...બોલો, તમારો વેપાર નફામાં કે ખોટમાં ?

**રસધન** : પ્રશ્ન વિચારવા જેવો છે.

**સાગર** : પણ તેનો વિચાર કોણ કરે છે ?

**પુષ્પધન** : જે દેશનું શ્રેય ઇચ્છતાં હોય; દેશ અને દેશબાંધવ પ્રત્યે જેને માન...અને લાગણી હોય...જેને પોતાની સંસ્કૃતિને ટકાવવી હોય...તે સઉને આ વિચાર કરવો જરૂરી છે...આ સાચ્ચો વેપાર... આ સાચ્ચું આર્થિક જ્ઞાન...આ સાચ્ચી...civil ફરજ.

**રસધન** : Problem of Economy and also of Civics. સુંદર.

**પુષ્પધન** : શબ્દોની સુંદરતા...નકામી...વ્યહવારે એ સુંદરતાં વણાય...ત્યારે સાચ્ચું. સાચ્ચા શહેરી બની...અન્યોન્યને મદદરૂપ થવું...તેમાં થોડો સ્વાર્થત્યાગ થાય, તો મુક્તિ–માર્ગ મળે,...અને સહુ કોઈનું કલ્યાણ થાય. વેપાર ઉદ્યોગ પરદેશીઓનાં જોરે...નહિ...પણ આપણી શક્તિથી ખીલે...અને ત્યારે સાચ્ચી સ્વદેશી ભાવના કેળવાય, Saw–mill માંથી સહેજ આગળ વધી વહાણ વટાનાં વહાણો તૈયાર કરી. Steam બોટો આપણો તૈયાર કરીશું.

**રસધન** : ઠીક...ત્યારે...તમો...Saw–mill નાં બાંધકામની શરૂઆત કરજો...બધો બોજો તમારે માથે Steam બોટો બનાવવા બાબતે વિચાર કરજો...જે નવું બતાવો તે કરવું છે.

**પુષ્પધન** : ઉદ્યોગ ખીલવવાથી...દેશની શોભા વધે, લોકોને મજુરી મળે...પૈસો ચોમેર ફરે...તે બધુ આપણાં દેશમાં... પરદેશમાં નહિ...તેનું નામ અર્થ...શાસ્ત્ર, અને તે જ્ઞાનનો ઉપયોગ... શહેરી બની શહેર, અને દેશબાધવો માટે જીવી પોતાની સત્તા સ્થાપવી તેનું નામ Civil rights. કલિકા ! એ તમારો વિષય છે... હું કંઈ ભૂલ્યો તો નથી ને ?

**કલિકા** : ( ધીમેથી ) નહિ જ. ( સ્વગત ) જેમ જેમ પરિચય

મળે છે...તેમ તેમ આ યુવક નવો ને નવો જ જણાય છે...પૂરો સ્વદેશી ભાવ.

**પુષ્પ :** ત્યારે હું રજા લઇશ...કામકાજ પર જાઉં છું.

**કલિકા :** અને હું કોલેજ જઇશ.

[ બંને ચાલવા માંડે છે. ]

**પુષ્પ :** તમારા અભ્યાસમાં મુશ્કેલી તો નથી ને ?

**કલિકા :** ખાસ તો નહિ...આ Civics and Economy માટેનાં નિબંધની...તૈયાર કરૂં છું...સુધારી આપશો ?

**પુષ્પધન :** એક શરતે...તે જ્ઞાન જીવનમાં ઉતરે તો...જ.

**કલિકા :** ચોક્કસ...

**પુષ્પ :** નમસ્તે... ( છૂટાં પડે છે. )

**કલિકા :** નમસ્તે...( જાય છે. )

**રસધન :** (સ્વગત) નવિન વિચાર; નવિન વાણી...આ યુવક ... સદા માટે નવોને નવો ... Saw ... mill ... અને એન્જીનીયરની કુશળતા. ( મુનીમને ) મહેતાજી, રૂ. બે લાખ... આ નવી Saw...mill માટે મંગાવી રાખજો. Steam Boatની અનામત રકમ માટે શેરો કાઢવા પડશે – તે પછી વિચારી શું.

**મુનીમ :** સારૂં.

**રસધન શેઠ :** ( હોકો પીતાં,) ( સ્વગત ) આ પુષ્પધન, તદ્દન નવીન પ્રકૃતિનો છોકરો — બુદ્ધિશાલી ખરો, અને ચતુર પણ — કલિકાના હાથનો ઉમેદવાર — પણ ગરીબ છે, ( જોરથી દમ લેતાં ) હું શ્રીમંત, એ ગરીબ; ક્યાં હિમાલયનું ઉંચું શિખર, અને ક્યાં — નીચી ખીણ ! ગુણ છે, શ્રદ્ધા છે, કાર્ય શક્તિ છે, અને ઉંચા

આદર્શો યે ખરા — પણ આદર્શો અને ગુણથી કંઈ બંગલા અને મોટર મળે —? મારી કન્યા ગરીબ ઘરની દાસી ન જ બને — અમારે ત્યાં અનેક, નોકર ચાકર — અને એને ત્યાં — સખત મજુરી — M. A. નો અભ્યાસ કરાવ્યા પછી – તેને એવી ખાડમાં નાખું તો મારાં શ્રીમંત મિત્રો મને શું કહેશે ? એ લોકોમાં મોઢું કેમ ઉંચું રહેશે —? એ લોકોની પૂરી મૈત્રિને પ્રતાપે જ મારે ત્યાં સાહેબી છે; (મક્કમ વિચાર કરી હાથની મૂઠી ટેબલ પર પછાળી) મારી કલિકા – માટે શ્રીમંત, અને મૂડી વાદી જ વર જોઈએ. સમાનતા સાંચવવી તેમાં કીર્તિ રહે અને તેમાં જ લક્ષ્મી રહે. (વિચાર કરે છે.) શું ત્યારે કલિકાને પુષ્પધન સાથે ફરવાની મનાઈ સુણાવું? કલિકા આમ સમજશે ખરી? બંનેને મેં મેળવ્યા — બંનેમાં મૈત્રિ જમાવી – હવે, મારે જ હાથે...શું તેઓને વિખૂટાં પાળવા —?

(વિચાર કરે છે) પાડવાં જ પડશે, તેઓને વિખૂટાં પાડવા જ પડશે — મારે સમાજમાં રહેવું છે; મારી લક્ષ્મી સાચ્ચવવી છે; અને મિત્રોમાં ઉંચે મોઢે ફરવું પણ છે — પણ ત્યારે આ કલિકાને આપવી ક્યાં? (વિચાર કરે છે) ચાલું સમાજમાં કોઈ રંડાતુ મુંડાતું પણ નથી — કોઈ એવાની બૈરી મરતી યે નથી — જ્યાં કલિકાને આપી – શકાય. જ્યાં જોઈએ, ત્યાં મૂરતીયા લાયક મળતાં જ નથી. કોઈને કોઈમાં કંઈક ને કંઈક ખામી. (ખોંખારો ખાઈ) સાગર! પેલો આપણો કેશવ શેઠનાં ભત્રિજો સ્વરૂપ, વિલાયતથી ડોકટર થઈ આવ્યો કે કેમ?

સાગર : નહિ. સ્વરૂપભાઈએ તો પોતાનું પુરેપુરૂં રૂપ પ્રકાશ્યું, અભ્યાસમાં ત્રણ વખત નાપાસ થયા પછી — ભણતર માંડી વાળી કોઈક મેમ સાહેબ સાથે લગ્ન કરી નાખ્યાં છે; અને તેને આ દેશ તરફ, અને આપણાં દેશનાં લોકો તરફ ધિક્કાર છે; એમ તે સાહેબે મને લખ્યું છે.

**રસધન** : (સ્વગત) આ વિલાયતની મોંકાણુ — કેશવ કાકા મોઢે હાથ દઈ, રૂવે ભલે. — (પ્રકાશ) સ્વરૂપનું રૂપ સમજાયું, ત્યારે સાગર ! પુરૂષોત્તમનો પ્રતાપસિંહ કેમ છે ?

**સાગર** : દારૂડીયો — પુરૂષોત્તમ શેઠ ગુજરી ગયા, અને હવે પ્રતાપભાઈ સટ્ટા અને રેસમાં પડ્યા છે.

**રસધન** : નસિબ તેનાં — (સ્વગત) સાગરને પૂછવામાં કંઈ સાર નથી — અમૃતલાલ શેઠનો અનિલ ! વકીલ એડવોકેટ અને શ્રીમંત બને. સારૂં ઘર — અને સુધરેલું — ભણેલો પણ ખરો. મારા મિત્ર અમૃતલાલ શેઠને ઘરે કલિકા જાય તો જ મારો મોભો રહે. બસ અનિલ જ. પુષ્પધન હવે નહિ. (દમ પરદમ ચઢાવે છે, ધુમાળો ચોમેરે પથરાય છે.) કલિકા, માટે એડવોકેટ અનિલ જ ઠીક છે.

[ પડદો પડે છે. ]

## અંક ૨ જો

### પ્રવેશ ૩ જો

[ છૂટી પાટલીનું ધોતીયું, અને શરીરે સફેદ ખાદીનો ઝભ્ભો પહેરી પુષ્પ વિચારમાં ઉભો છે; સંધ્યાનો સમય છે. ]

માયા : અરે, પણ તમોને થયું છે શું?

પુષ્પ : (કેટલાક કાગળ વાંચતો) કંઈએ નહિ...માયા ! તું તારૂં કામ કર.

માયા : તમોને કેટલાક દિવસ થયા, સાવ શૂન્ય જોઉં છું, શું વિચારમાં છો?

પુષ્પ : (કાગળ ફાડી નાંખતો) ઈશ્વર ઈચ્છા.... માયા ! મારે પરિભ્રમણ માટે દૂર મુલકમાં જવું છે.

માયા : શું કોઈ સરકારી કામે?

પુષ્પ : ના.

માયા : તો—

પુષ્પ : અવસ્તુ, સહેજ ટેલવા.

માયા : ક્યાં?

પુષ્પ : નક્કી નથી – ભગવાન લઈ જાય ત્યાં.

માયા : પણ...તમારા. આ અધુરાં નકશાનું શું? મકાનનો પ્લાન તૈયાર કર્યો Elevation અને Section બાકી છે. સરકારી નોકરો ધક્કા ખાય છે, તમો ઓફીસમાં જતા નથી...Draught man વારંવાર પૂછાવે છે, Correction માગે છે...તમોને શું થયું છે? લ્યો, આ Improvement Trust ના એગ્રીમેન્ટ ફોર્મસ... સહી કરો...એટલે મ્યુનીસીપાલિટિની ઓફીસમાં આપી આવીશ.

પુષ્પ : માયા, તે બધુ હાલમાં પડતું મૂક.

માયા : ઈજીનેર સાહેબ, હાથમાંથી લક્ષ્મી સારી જાય છે, જુઓ, આ કાગળ...તમે લીધેલી જમીન પર, દરેક વાર દીઠ, પાંચ રૂપીયા. તમોને મળે છે...૩૫,૦૦૦) વાર જમીન...અને રૂપીયાનો ઢગલો......ઈસ્માઈલ શેઠને ફૂંકી નાખો – અને તમારો પોતાનો બંગલો બાંધો.

પુષ્પ : માયા...કામકાજમાં મારૂં ધ્યાન બેસતું નથી...

માયા : પણ એવું તે શું છે ?

પુષ્પ : કંઈ નહિ.

માયા : ( બીજો પત્ર કાઢી ) આ તમારી માનો પત્ર...... વાંચો...તે તમારે માટે ચિંતા કરે છે; તમો લગ્ન માટે કઈ કન્યા પસંદ કરો છો ? પુછાવે છે ..જુવો, આ Photo Prints ત્રણ કન્યાના છે. ત્રણે એક એકથી ચઢે તેવી.

પુષ્પ : માયા...એ બધુ ટેબલમાં મૂકી...દે. મારે લગ્ન કરવા નથી; અને પત્ર લખી...મા ને બોલાવી લે. અને તું બીજા ખંડમાં જઈ તારૂં કામ કર.

માયા : પરન્તુ તમો રાત્રી દિવસ બેસી શું લખ્યા કરો છો ! મગજની સ્થિરતા ગૂમાવી બેસશો.

પુષ્પ : ગ્રંથ લખું છું.

માયા : શેનો ગ્રંથ ?

પુષ્પ : પ્રેમભક્તિનો.

માયા : કોને માટે ?

પુષ્પ : ભગવાનને માટે.

**માયા** : એકલે હાથે આ તમામ કાગળ ક્યારે લખાશે ?

**પુષ્પ** : મદદ માગી હતી...

**માયા** : કોની ?

**પુષ્પ** : કલિકાની. સાહિત્યજ્ઞા છે ને ? સમાજમાં તે સિવાય, મારા ઊર્મિ ગીત કોણ સમજશે ?

**માયા** : (સ્વગત) હું સમજું છું (પ્રકાશ) પછી કલિકાએ શું કહ્યું ?

**પુષ્પધન** : ના કહિ. આજથી અમારો પત્ર. વ્યવહાર બંધ.

**માયા** : પુષ્પધન ! તમો કલિકા સાથે પરણવા માગો છો ?

**પુષ્પ** : ભગવાન જાણે.

**માયા** : તમારી એ આશા વ્યર્થ છે; પુષ્પધન ! વિશ્વમાં હજી ગુણ પૂજા નથી. તમારે અને તેને એક મહા અંતર છે, અને તે લક્ષ્મીનું. કલિકા તમોને પરણવા ધારે, તો પણ આ લગ્ન નહિ થઈ શકે.

**પુષ્પ** : (બારી પાસે બેઠેલો કાગડાને જોઈ) આ કાગળો શું સંદેશો લાવ્યો હશે ?

**માયા** : એવા પાગલ ન બનો.

**પુષ્પ** : લોકો કહે છે, કાગડાઓ સંદેશવાહક છે. ખરૂંને, માયા !

**માયા** : તેવું કંઈએ નથી.. તમોને લાગે છે, કલિકા તમો સાથે લગ્ન કરશે ?

**પુષ્પ** : રૂપ, ગુણ અને વિદ્યા ત્રણેય છે...સાફ હૃદય છે, પછી શું જોઈએ ?

માયા : (સ્વગત) પણ લક્ષ્મી નથી તે! પાગલ. (પ્રકાશ) કલિકા...ઉંમરે પહોંચી, પરન્તુ લગ્ન કરતી નથી...તેનું હૃદય કેમ સમજાય...! કદાચ બીજે વરે...કદાચ તેનાં કુટુંબઓની નડતર હોય...તેણે તો પત્રમાં સાફ ના સુણાવી...હજી તમો......

પુષ્પ : માયા...ચુપ......(નાચતા કાગડાને જોઈ) આ કાગડો કંઈક કહે છે. તું કાગડાની બોલી જાણે છે.

માયા : ના.

પુષ્પ : અરે ભગવાન્ ! માયા, જો તું જે જાણતી હોત તો કેવું સારૂં ?

### ગીત

વાયુનાં વેગમાં વાયસ ઉડે,
સંદેશાં શું લાવ્યો જી રે;
મનડાંની વાતો મનડું સમજે,
પ્રિતમ ઘરથી આવ્યો જી રે.

[કાગડો એક બારીથી ઉડતો બીજી બારીયે બેસે છે, ચાંચથી પિંછા સમારે છે.]

કહે રે! કાગડા! કૌતુક શું છે?
સુંદરી યે શું કહાવ્યું જી રે,
સાહેબજાદી, સહીયર મારી;
હૈયું અમારૂં હલાવ્યું જી રે.

માયા : પુષ્પધન! એ તમારા તરંગો છે; કાગડો કંઈએ કહેતો નથી......

પુષ્પ : દૂર દૂર દેશના પંખી પંખીડાં!
આવ ને મારે આંગણે જી રે;
વ્હાલમને જઇ એટલું કહેજે,
એકવાર મળવા આવજે જીરે.

માયા : બોલાવો, તમારી વ્હાલમને. કોઈ તમારૂં સાંભળતું નથી, માત્ર હું સાંભળું છું, અને મારૂં હૃદયબળી જાય છે... સાવ પાગલ થયા છો.

પુષ્પ : માયા! શાહી અને કલમ લાવ તો.

માયા : કેમ?

પુષ્પ : કાગળ લખવો છે.

માયા : કોને?

પુષ્પ : કલિકાને.

માયા : દરરોજ તો કાગળ લખો છો – એવું તે શું છે? અને દરરોજ મલો તો છો – પછી કાગળ શાને?

પુષ્પ : મારી પ્રત્યેક હિલચાલથી તેને માહિતગાર કરૂં છું, ગ્રંથ લેખન...ની પૂર્વ તૈયારી રૂપે, જે મેં નોંધો કરી છે, તે તેને જણાવવી જોઈએ...તે મને પૂરી મદદ...કરશે......અમો સાથે જ ગ્રંથ લખીશું. કલિકા માટે થીસીસ. (લખવાનો તૈયારી કરે છે.) થીસીસ્ સીવીકસ્ અને ઇકિનોમી ઉપર સુંદર થીસીસ્!

માયા : પણ ઇજ્નેર સાહેબ! કલિકા કુંવારી કન્યા છે, તેનાં માબાપ છે, વડીલો છે, આ પત્રો લખાશે, તો પછી... તેને સમાજમાં રહેવું ભારે પડશે કે નહિ?

પુષ્પ : ભગવાનને ચરણે ધરવા રચાતાં ગીત......કલિકા સિવાય કોણ સમજશે? કોણ સુધારશે? તે હવે મારૂં Model – પ્રતિક — છે, તે મારી પ્રેરણાં છે, તેને મારે બધી સમજ આપવી રહી.

[ પુષ્પ પત્ર લેખનમાં ઓતપ્રોત થાય છે. ]

માયા : સાહેબ, હું તો માનું છું, તમારો ગ્રંથ અધુરો રહેશે...તમો મૃગજલ જુઓ છો.

**પુષ્પ** : માયા ! કલિકાનું હૃદય એવું નથી. તેનાં ગુણોનો હું પૂજક છું. તે કન્યા સન્નારી છે; તેનાં વડીલો પણ તેવાં જ ખાનદાન છે ..(પત્ર લખી) જા, પોસ્ટ કર. જલદીથી છોકરાને આપ. પહેલું Clearing પેલી ટપાલ-જલદી.

**માયા** : તમારા વડીલોએ કલિકા માટે માગું મોકલ્યું હતું, તે વાત જાણી ?

**પુષ્પ** : હા.

**માયા** : પછી ?

**પુષ્પ** : બધુ અગળમ્ બગળમ્.

**માયા** : (રમુજ કરતાં) તો હવે નાઈ નાખો...કોઈ બીજી શોધી કાઢો...આટલી કન્યાઓમાંથી કોઈ પસંદ નથી ? તમોને થયું છે શું ?

**પુષ્પ** : તે હું જાણતો નથી. મારી મુંઝવણ ભયંકર છે; જીવનમાં કયાંયે શાંતી નથી, માયા ! કાગળ લાવ–હું કંઈક લખી નાખું.

**માયા** : તમારી માતુશ્રી તમારી આ રીતથી દુઃખી થશે.

**પુષ્પ** : પણ કરૂં શું ? કલિકા...વિના...

**માયા** : જીવન નહિ જીવાય...ખરૂં ? તે બ્રહ્મચારીણી રહેશે તો ?

**પુષ્પ** : તો, હું પણ તપસ્વી.

**માયા** : તે તેને પોષાય...શ્રીમંત છે, તમોને . મોટી ઉંમરે, કોઈ બોલાવેશ પણ નહિ...યાદ રાખતા; સાફ શબ્દમાં ચેતવું છું...એ મૃગજળ છે, મૃગજળ. હું સ્ત્રી જાત છું, સ્ત્રી જાતને સમજાવાનો તમારો દાવો ખોટો છે...અમો, એ સમજી શકીએ, તમો નહિ.

**પુષ્પ** : માયા ! કલિકા, તેવું ન કરે. મારાથી તે કેમ મનાય ?

માયા : તો તમે જાણો...મારે હજી બહુ કામ છે. યુવતી કન્યા તો વીજળી જેવી – ઝબકી ન ઝબકી – હાથથી સરી જાય.

[ માયા જાય છે, પુષ્પ, ગ્રંથનાં પાના ફેરવતાં ]

પુષ્પ : ( સ્વગત ) કલિકાએ, પ્રેરણા આપી...હૃદય જાગૃત કર્યું...આ ગ્રંથ તૈયાર થાય છે...પ્રભુ કૃપાએ જ્યારે હૃદયની સુક્ષ્મ ગતિઓ, મહા વેગવંત બને, ત્યારે શ્રી કૃષ્ણ પ્રીતિ અર્થે આરંભેલું હોઈ કાર્ય એ ગુન્હો નથી. તેવા સંજોગોમાં દુનિયાનો માનવ અલ્પ હોવા છતાં મહા કાર્ય કરી શકે છે. એ ગ્રંથ પૂ. બાપુજીને ચરણે ધરાવી, મારી તપશ્ચર્યાને યુગ તપસ્વી, ની તપશ્ચર્યામાં ભેળવી દઈશ. ( વિચાર પલટો ) કલિકાને મારો આ નિશ્ચય લખી નાખું.

[ પત્ર લખે છે, લેખનમાં ધ્યાન મગ્ન પુષ્પ ટેબલ પર માથું મૂકી નિદ્રામાં પડે છે. ]

માયા : ( પ્રવેશ કરતાં ) અરે ભગવાન્...! જુવો ઈજનેર સાહેબનાં હાલ ... પાગલ નહિ તો. ( ઢંઢોળી જમાડતાં ) સાહેબ ઉઠો, પલંગ પર સૂઈ જાવ — ચાદર બદલી પથારી પાથરી છે — અને રાત્રીનાં અગીયાર વાગ્યા હવે. ( ઝોંકી જાગતો )

પુષ્પ : ( વિચામાંથી ) માયા ! તુ જા – ઉજાગરો ન કરતી–તારા ખંડમાં સૂઈ જા. ( સ્વગત ) આજ બધા નકશા પૂરા કરવા જોઈએ – હવે કલિકાને હૃદયમાંથી કાઢી નાખું – મારી નબળાઈ પર માયા, તું હસે છે, કેમ ? અને કદાચ જગત્ આખું હસશે— એ ભણેલી છોકરી મૃગજળ છે—( બીજે ટેબલ પર જઈ ) આ Hospital નો નકશો — ( ડીવાઈડર લેતાં ) અને તેનાં મધ્ય ખંડની આ ભવ્ય કમાન – અને આ દરવાજો—આ માર્ગેથી કલિકા દાખલ થશે—( વિચાર પલટો ) ક્યાં દાખલ થશે ? આ મારા હૃદય મંદિરનું Operation Theatre કલિકા નર્સ હું; બિમાર છું–મારાં મગજનું ઓપરેશન થાય છે -( ઘેનમાં ઓપરેશન માટે તૈયાર ડોકટરો જોતાં ) અરે સઉ ચાલી જાઓ — મને

કંઈ નથી – કલિકા – તું – હથિયાર ઉપાડ – ધીમેથી – ઘા ધોઈ નાખ–
(વિચાર પલટો) અરે મને થયું છે શું – ? હું તો સાજો છું. અને આ
હોસ્પીટલનો નકશો અહીં છે ! હું તો એન્જીનીયર છું નકશો દોરૂં છું
(હસે છે.)

માયા હવે તું જા. (માયા માથું નમાવતી જાય છે)

પુષ્પ : હોસ્પીટલ ! દરિદ્રીઓ અને કમભાગી રોગીઓની
સેવા માટે હોસ્પીટલ – માનવ જાતની સેવા માટે માવજત. એ સેવા
કાર્યમાં શોભે તેવું આ મકાન બનશે. મકાનનાં બાંધકામનું અંદાજ
ખર્ચ ત્રણ લાખ ! (Estimate નાં કાગળો તપાસે છે.) બધા મળી
રૂપીયા ત્રણ લાખ. બહુ ગંજાવર રકમ !

સુંદર કારીગીરી ! અને સેવાભાવને શોભે તેવું સુંદર શ્વેત પત્થરનું
આલીશાન પ્રત્યેક સગવડોથી ભરપુર મકાન – માવજત – અને
દર્દીઓની સેવા માટે હોસ્પીટલ. આ હોસ્પીટલ બહુજ સુંદર બનશે.

(Foundation નાં નકશા તપાસતાં) Cement Concrete
and steel. R. C. C. Foundation (પુષ્પધન નકશાઓ પર વિચાર
પૂર્વક લીટીઓ દોરે છે.) આ Section; આ Elevation – મકાન
મજબુત અને રમ્ય થયું જોઇએ; (નકશો તપાસતાં) ઉડીને આંખો
ચઢે, તેવી સુંદર હોસ્પીટલ. કલિકાની આ હોસ્પીટલ – ધન્ય ભાગ્ય
મારાં – કે આ સેવાનું મને પુણ્ય મળ્યું.

આ હોસ્પીટલની પાછળ પ્રેરણા કોની ? અરે, મારાં આ નકશા –
અને જીવન પાછળ પ્રેરણા કોની ? કેવળ પ્રેરણા મૂર્તિ કલિકાની જ
પ્રેરણા.

[પુષ્પધન પુનઃ નકશો જોતાં, તે ઉપર કામ
શરૂ કરે છે; અને ગીત મગ્ન બને છે.]

## ગીત

કોણ પ્રેરણાં દે ?
કોણ વેદનાં દે ?

કોણે જ-લાવી જીવન જ્યોત પ્રેમની ?
શાને બજાવી સતાર તાર સ્નેહની ?

ડોલે સંસાર !
વહે અમૃત ચોધાર !

પૂરી પ્રકાશ રેલ, અંતરે ઉજાસ,
ખીલી જીવન વેલ, અંધકાર નાશ;

કોનાં આ સાદ ?
પડે અંતરમાં નાદ ?
કંઈ સુખ દુઃખ સૂર,
વહે વિશ્વ પ્રેમ પૂર.

* * *

કોણ ! પ્રેરણા દે ?
કોણ ! વેદના દે ?

[ પુષ્પધન નકશાઓ ઉપર કામમગ્ન ભાસે છે. ઘડીયાલમાં રાત્રીનાં ત્રણનાં ટકોરા થાય છે. ]

( પડદો પડે છે. )

## અંક ૨ જો

### પ્રવેશ ૪ થો

[ કલિકાના બંગલા પાછળની ગૌશાળા, પ્રાતઃકાળનું પ્રથમ કિરણ સૃષ્ટિપર પડે છે, કંઈક સંકલ્પ વિકલ્પ કરતાં–'પુષ્પધન' ગૌશાળમાં આંટા મારે છે હાથમાં ફીડલ છે, ખાદીની રેશમી કોરનું ધોતીયું. શરીરે લાંબો રેશમી ખાદીનો ઝભ્ભો અને અવ્યવસ્થિત છૂટા કેશ. ફીડલ ગાજે છે. ]

ગીત

પુષ્પધન : (સ્વગત) મહિડાં મોંઘેરાં અ–મૂલ.

(હાથમાં લીલાં ઘાસનાં પૂરા લઈ ગાયોને નાખતો) આ કામધેનુ ભારતવર્ષની માતાઓ, અન્ન, અને વસ્ત્રની આપનાર ભારતનું ગૌધન અમર રહો – શ્રી કૃષ્ણચંદ્રે પણ ગાયોનું ગૌરવ ગાયું છે – કામધેનું કૌતુકમણી છે – માગ્યાં વરદાન આપે છે – (પ્રકાશ) ખાઓ, માવડીઓ ખાઓ દૂધ, દહી અને ગોરસની સરિતાઓ વહેવરાવો – હજી ભારતી તમોને ભૂલી નથી –

ગીત

મહિડાં મોંઘેરાં અ–મૂલ.

[ ગૌશાળાને પાછલે દ્વારથી કલિકા – પ્રવેશે છે. શ્વેત ખાદીની સાડી – છૂટો ચોટલો – કપાળે ચાંદલો, હાથમાં ચાર ચાર ચૂડલાઓ, એક હાથમાં દૂધ દોવાનું બોઘેણું – ]

કલિકા : (સહેજ ઉલ્લાસમાં)

## ગીત

મહિડાં મોંઘેરાં અ–મૂલ.

(સ્વગત) પેલો શીલ્પી ક્યાં નાસી ગયો – સાથે હોય તો ગાયનું દૂધ પાત. (નજર ફેંકતા) (પ્રકાશ) ઓ ફીડલ ધારી બાવા !

પુષ્પ : (ચાર આંખો મેળવતો) બાવા !

કલિકા : અરે ભૂલી ! રઘુવંશનાં રાજા દિલીપ. આજ આટલા વહેલાં ઉઠી – શી આદરી છે, આ કામધેનુની સેવા ? શું વરદાન માગવાં છે ? બોલો ?

પુષ્પ : (સ્વગત) આ પ્રત્યક્ષ કામધેનુનું રૂપ – એજ કાલીઘેલી આંખો, એજ નાગણીનો ચોટલો – અને એનું એ રૂપ — (પ્રકાશ) કેમ રાણી ઇન્દુમતિ થવું છે? M. A. ની પરીક્ષા છોડી – આમ અત્યારમાં કેમ આથળો ? છો ? જ્યાં ત્યાં ?

કલિકા : પુસ્તકમાં હવે પ્રાણ ક્યાં છે, જે ?

પુષ્પ : તો ગૌસેવામાં ક્યારથી, પ્રાણ પૂર્યાં ?

કલિકા : દીલિપ થઈ ભમો છો, ત્યારથી – (આંખો ટગમગાવતો) આ તાજું દુધ – હમણાં જ કલગીની મા એ દોયું પીશો ?

પુષ્પ : (સ્વગત) હૃદયનું અમૃત બીજે સંતાડો છો. અને... (પ્રકાશ) પાવું છે, આવડશે પાતાં ? – પાસો તો પી જાઉં.

કલિકા : (સ્વગત) શીલ્પી–ને આ શું સૂજ્યું ? (પ્રકાશ) અમૂલ્ય મૂલ આપો તો પાઉં ?

પુષ્પ : ઓ ગોવાળણ ! મૂલ્ય આંકો તમારાં મહિડાંનાં.

કલિકા : એ તો અમૂલ્ય (પય પાત્ર કેડે ધરે છે.)

પુષ્પ : (તેની સમિપે જઈ, પાત્ર ખેંચતો) તો રાધિકા ! માર-

ગમાં કેમ ઉભાં છો? દાણ દેતાં જાઓ – નહિ તો – બધુ ખૂંચવી લઇશ.

કલિકા : (પાત્ર ને સંભાળતી) હું ... અ ... અ – આ શું માંડ્યુ છે? શું રાસલીલા ... યાદ આપી–? વ્હારે મારાં બંસીધર...!

[ લટકતી ચાલે ચાલી જાય છે. ]

પુષ્પ : (સ્વગત) આ દાણલીલા, ને હૃદયપર ઉતારી દઉં. સામે જ મસ્તાન રાધા ઉભી છે – હૃદયનાં કેમેરે આ ચિત્ર ઝડપી લઉં. [ પુષ્પ, કલિકાનું સૌંદર્ય એકી ટસે જોઈ રહે છે. ] (પ્રકાશ) કલિકા! એ કલિકા!

કલિકા : મૂઝાંઇ ગયા – સાહેબ,

પુષ્પ : (સ્વગત) અપૂર્વ ચિત્ર! (પ્રકાશ) કલિકા, આજ તોફાન શું છે? અહિંથી ચાલ્યાં જાઓ.

કલિકા : વાહ! મહેમાન વાહ! બંગલો મારો કે તમારો? હું ચાલી જાઉં? (સ્વગત) રસિક વર વાહ! (પ્રકાશ) મહેમાન થઈ માલિક થઈ પડવું છે કંઈ? એવી દાનત ક્યાંથી સુજી?

પુષ્પ : (સ્વગત) રાધીકા છંછેડાઇ ગઈ–, (પ્રકાશ) અરે કલિકા! તેમ નથી – મહેમાન તમોએ બનાવ્યો, અને આવ્યો. રસધન શેઠે, હુકમ આપ્યો છે, ગૌશાળાનું flooring – અને છાપરૂં સુધારો. ચોકખાઇ વિના ગાયો – પરેશાન છે.

કલિકા : તે કંઇ અત્યારમાં પધાર્યા. ગાયો ધણમાં જાય, પછી આવજો, ગોશાળાએ, અને પછી ઘરમાં દોરજો – તમારા નકશે લીટાં—; શિલ્પી સાહેબ - સમજ્યા, આ તમોને મારો હુકમ – સાફ શબ્દો મા.

પુષ્પ : (સ્વગત) આ પરી કંઇ ઔર તાનમાં છે – (તેનાં કંકણુવંત કરને સહેજ હડસેલતા) કલિકા આજ M. A. નો

અભ્યાસ છોડી – અહી આંટા કેમ મારો છો ? જાઓ, હવે બસ થયું, બાપુ ને ફરીયાદ કરીશ – ગૌશાળા મારા કબજે છે, ગઈ કાલથી, સમજ્યાં કે, કલિકાબાઈ M. A. ? ( તિરછી નજર ફેંકે છે. )

કલિકા : ( સ્વગત ) શું મઝા છે ! ( પોતાનો હાથ સમારી, મીઠો ક્રોધ કરતી ) હાથને હડસેલ્યો ને-? એક ગુન્હો માફ – પણ યાદ રાખો, બીજી વખત હવે તેમ કરશો તો સજા થશે.

પુષ્પ : ( સહેજ ચોટલો ખેંચતાં ) શું યાદ રાખવાનું ?

કલિકા : ( ચોટલો સંભારી લેતી ) અરે ... સાહેબ ! આ શું માંડ્યું છે.

પુષ્પ : તો ગોવાલણ ! દો હવે ગોરસનાં-દાન. હૃદયનાં યે હં !

( મંદ મંદ હસે છે. )

કલિકા : ( સ્વગત ) શિલ્પિએ શૃંગાર છેડ્યો છે – ( પ્રકાશ ) પુષ્પ, ઉભા રહો ... લો ... આ પાત્ર. પેટ ભરાય, તેટલું દૂધ પીઓ.

પુષ્પ : ( પાત્ર લઈ દુધ પીતો ) હાશ ! સંતોષ થયો.

( સ્મિત કરે છે. )

### ગીત

મહિડાં – મોંઘેરાં અ-મૂલ.

કલિકા : ( ફીડલ લઈ નાસતાં ) બંસીધર ! બંસી ગઈ ... ( આંગળીનો અંગૂઠો બતાવતી ) લ્યો ... દોડશો ... મુજ પુંઠે – વીજળી ઝબુકે, તેમ ઝબુકી વાયરાની જેમ વિશ્વ ઘૂમીએ. રમત રમીએ સંતાકુકળી.

પુષ્પ : કલિકા ! ફીડલ લાવ ... તો ... ( પાછળ દોડે છે. ) નાગણ નહિ તો.

કલિકા : (નાસતાં) અં હું ... નાગ દેવતા. (આંખની કીકી) હલાવી દોડે છે.)

[પુષ્પ સ્તબ્ધ ઉભો રહે છે; કલિકા દૂર ફીડલ બજાવે છે.]

### ગીત

કલિકા : નાવલીયો નાચતો, નાર કંઈ રાચતી;
પુષ્પ : પ્રેમ તણે પૂર ઉર, પ્રકૃતિ પધારતી;
કલિકા : લીલા અનંત ભરપૂર.
મહિડાં મોંઘરાં અ-મૂલ.

[કલગી પ્રવેશે છે.]

કલગી : (માલણનો પોશાક – હાથમાં સાવેણો..., સ્વગત) અરે ... આ તો બ્હેન અને સાહેબ ! શું માડયું હશે ? (પ્રકાશ) સૌ કોઈ દૂર જાઓ, ... બધું સાફસુફ કરી આપું. કેટલો કચરો પડ્યો છે ... જુવો ને ? (સાવેણો લઈ સાફસુફી કરતાં)

### ગીત

પ્રિત કેરી દોરડીને વિશ્વનું વલોણું,
બેલડું અલબેલડુ, જીંદગીનું સોણલું,
આત્મા આતમમાં ડૂલ.
મહિડાં મોંઘેરાં અમૂલ.

[કલિકા ફીડલ બજાવે છે.)

કલિકા : } (સ્મિત વેરતાં) આત્મા, આતમમાં ડૂલ.
પુષ્પ : } મહિડાં મોંઘેરાં અ-મૂલ.

કલગી : આજ તમો બંનેને શું નાદ લાગ્યો છે !...(જરીક

આંખની કીકીઓ નચાવતી – કલિકાને તો સહેજ પુષ્પધનને જુવે છે.) તમો, બંને જાઓ –, કપડાં બગડશે,... ગાયોની માવજત કરવી તે તમારાં કામ નહિ. એ અમારાં કામ.

[ કલગી...બે ત્રણ વાછડાંઓ છોડી દે, દોડતાં વાછળાંઓ, પોતાની મા પાસે જઈ સ્તનપાન કરે છે. બળ સહિત છૂટેલી એક ગાય...કલિકાને જીભથી ચાટતી...પોતાનો પ્રેમ પ્રગટ કરે છે. ]

કલિકા : (પુષ્પને) આ મારી કામધેનું; છે હ. અડપલા કરશે તેને ઉડાળશે આ ભાલા સમાન શિંગડાથી...સમજ્યા...સાહેબ.

પુષ્પ : (ગાયને પંપાડતો) બહુ વહાલ સોઈ છે ને ? (છૂટેલા વાછળાને ખેંચતો) આ મારો શંકરનો પોઠીયો છે – જોયો ? શિંગડાં જોયાં ? (પંપાળે છે, દૂરથી. વાછડો ખેંચતી કલગી) અરે...એ તો મારો માનીતો છે. લાવો,... લાવો; એ તો નટરાજ છે, હમણાં નાચશે ? (કલગી વાછરડાને પંપાડતાં) મારો 'કલબલીઓ.'

[ પુષ્પનાં હાથમાંથી છૂટી વાછળો...ચારે પગે ઉલરતો...કલગીનાં દેહને ચાટે છે. ]

કલગી : (વાછળાને શાંત. કરતી) 'કલબલીયો.' (ચૂમે છે.)

પુષ્પ : કલગી ! એનું નામ 'કલબલીયો' કેમ રાખ્યું ?

કલિકા : સવારનાં પહોરમાં 'કલબલ' કરે છે. તોફાન !– બહુ મસ્તાન છે, માટે કલબલીયો. સાક્ષાત શંભુનો ગણુસમજજો. તમારી જેવો હોશીયાર પણ ખરો, હં.

પુષ્પ : મારી જેમ...?

કલિકા : (પોતાના કપડાં સમારતી) તો બીજું શું...? કેવાં તોફાન આદર્યાં છે, વાછડા જેવાં ! (ગાયને પંપાડતી કલિકા હસે છે.)

પુષ્પ : (શીડલ...ખુંચલી, લેતાં) અરે...વાહરે...સતી પાર્વતી ! સાક્ષાત જગદંબા ! (અંગુઠો બતાવતા) બંસી ગઈ ! (હસે છે.)

કલિકા : પ્રથમ સતી 'સાવિત્રી,' પછી 'સરસ્વતી' હવે હું થઈ પાર્વતી – અને પછી છે કઇ બાકી ? જગદંબા ! વાહ !

પુષ્પ : (તાર બજાવતાં) પછી – તો શંકરનું તાંડવ – નૃત્ય.

ગીત

હૈયે ગોરસ ભર્યો,
ગોરી ગોરી ગોરસી;
ગાજે, અનંત ભરપૂર,

કલિકા : મહિડાં મોંઘેરાં અમૂલ.

[અનુકંપા પ્રવેશે છે, હાથમાં દુગ્ધ ભર્યું બોઘેણું છે.]

અનુકંપા : (ગીત મગ્ન; સ્વગત)

હૈયાંની ગોરસીને ગોરસ ઉછળે,
ગાજે અંતર થાય ફુલ,
(પુષ્પધનની રીડલ ગાજે છે.)

કલિકા :
કલગી : } !— મહિડાં મોંઘેરાં અ–મૂલ.
પુષ્પ :

પુષ્પ : (સ્વગત) વિશ્વ ગૌશાળા...હૃદય ગોરસ...અને તેમાં રહેલું ચેતન તે ગોરસી. નરનારનુ બેલડું, અનંત લીલા કરતું – પ્રેમ દોરડે...બલોણું વલોવે. અને માખણ ઉતરે – આ અનંત...માનવતાની ચાલી આપતી સતત્ રાસલીલા.

કલિકા : (સ્વગત) પ્રેમનાં દોર ખેંચાય...પણ સામે... પતિસ્પર્ધી ક્યાં...? નરનાર વિનાં...ગોરસ કેમ મંથાય ..? મેં પણ હૃદય વલોણે...ગોરસ મૂકી મંથન માંડયું છે કે શું ? (પ્રકાશ) અરે...

મારી M. A. ની પરીક્ષા! વખત થઈ ગયો. (ઘડીયાલ જોતી) આઠ વાગ્યા......મારી પરીક્ષા!

પુષ્પ : (હસતો) કલિકા! પત્રો મારફતે...મેં મારૂં હૃદય વલોણું વલોવી નાખ્યું છે...અને ગોરસ ઉભરાયું તે, પરમ ચેતન... મારી શક્તિ તો દશ ગણી બધી ..પ્રગટેલા ચેતનથી. હું તો પાવન થયો...અને એ પ્રકાશમાં તમો અને તમારૂં સ્વજન...પવિત્ર થયાં હો, તો, આમંત્રણ આપજો; સરસ્વતી સ્વરૂપા, કુમારિકા! કલિકા!

કલિકા : આમંત્રણ શું...? વાત શી? (અજાણ બનતા) આપ શું કહો છો? સરસ્વતી સ્વરૂપા શું?

પુષ્પ : આત્માનાં તેજમાં આત્મા...લય પામ્યો હવે તો; બીજું બધુ અગ્નિ સ્વરૂપ આત્માને જ આહૂતિ...મારૂં જીવન વિસર્જન થયું, તમારૂં સર્જન શું છે, બતાવશો?

[ કલિકા વિચારમાં પડતી મૌન રહે છે. કંઈક પડજતાં. ]

કલિકા : મારી Thesis, M. A. ની પરીક્ષા. (ચાલવા માંડે છે) આવશો?

પુષ્પ : પત્રોમાં Thesis ની પ્રેરણા આપી ચૂક્યો ... તમો સાહિત્યજ્ઞ સાહિત્યનાં અભ્યાસી...હું...શિલ્પી...તમારી સાથે; મારી શક્તિની તુલના ન હોય. કલિકા! હું તો અલ્પ પ્રભુ બોલે, અને હું લખું? મારાથી M. A ની થીસીસ ન લખાય.

કલિકા : (હાથ પકડી ખેંચતા) રસરાજ... ! નિમંત્રણ પાછા ઠેલશો? ચાલો...સાથે લખીએ. મારી M. A. ની પરીક્ષા છે. કંઈક શીખવો?

પુષ્પ : હું તો લખી ચૂક્યો...રસબસ ન સમજું ... મારે તો પત્થર...અને ચૂનાની સાથે સગપણ ... (સ્વગત) હૃદયની પરીક્ષામાં

બેસવા આતુર નથી. તો (પ્રકાશ) શુષ્ક M. A. ને શું કરવું છે...? ડીગ્રી એટલે મારે મન કાગળનાં ચૂંથા; સમજ્યાં કલિકાબાઈ!

કલિકા : નહિંસ્તો...મારે મદદ જોઈશે. નાપાસ થઈ તો તમે હવે પૂરેપૂરા જવાબદાર છો.

પુષ્પ : બહુ મદદ આપી...હવે મારૂં વિસર્જન...કલિકા! મારા પત્રોને સખી ભાવે સ્વિકારજો, જે ગોરસ ગીત ગાયાં, તેને ગોરસ ગણજો... (સ્વગત) ઓહ! હા. મારા નકશા...ગૌશાળાનાં મધ્યમાં અહિં દરવાજો...(પ્રકાશ) અહિંયાં...Cement Concrete Slab આ જગાએ આરસની બેઠક.

કલિકા : આરસની બેઠક શા માટે?

પુષ્પ : સાહેબજાદીને શાંતીથી વિરાજવા. હૃદય મંદિરે તો ફૂલનાં આશન બિછાવું છું, બેસો તો. (આંખ ટગમગાળે છે).

[ કલિકા...મૂક ઉભી રહે છે, પુષ્પ...તેનું અનુકરણ કરે...કલગી સાફસુફી કરે છે... અનુકંપા ગાયને દોતી. ]

અનુકંપા : (સ્વગત) મહી મંથાય તેવાં વલોણાં! માનવ હૈયાં તેથી એ અધિક. (પ્રકાશ) કલિકા, દીકરી! તે વલોણું વલોવ્યું છે કદી? નસીબ ક્યાંથી ભણેલી છોકરીનાં એવાં? સાસરીયે જતી કન્યાને તે શીખવું રહ્યુંને! ભણ્યાં તેથી શું થયું?

કલિકા : અનુકંપા! બતાવ તારૂં વલોણું? ક્યાં છે?

અનુકંપા : દીકરીને દહી મંથતાં આવડશે? સુધરેલી, ભણેલી, સહુ વાતે સંસ્કારી – પણ એક આવડત નથી.

કલિકા : કેમ નથી? સુધરેલી ભણેલી...ખરી...પણ આખર સંસ્કાર તો મહી મંથતી...ભારતી નાં. ને –? (પુષ્પને) પુષ્પ તમે

પણુ...તેવાંજ...એક છેડે હું, અને બીજે છેડે તમો...ચાલો...દોરી ખેંચીએ ? ( હાથ ખેંચે છે. )

પુષ્પ : ( હાથ છોડવતાં ) મારૂં એ કામ નહિ, કલિકા !

કલિકા : શું કામ નહિ...? તમારો અને મારો પ્રભુ...પિતામહ કૃષ્ણ; પણ એ કામ કરી ચૂક્યો છે ? તમે કોણ ?

પુષ્પ : ( સ્વગત ) હૃદય વલોણે બેસતાં નાસતી...નાની શી નાર...સાથે વલોણાં શાં ? ( સ્વગત ) હું નહિ આવું ..તમો જાઓ, કલિકા ! ( હાથ છોડવે છે. )

કલિકા : અરે...દૂધ ..પી...આજ તાન ચલ્યાં છે કંઈ! ચાલો, ( પાછો હાથ ખેંચે છે.. ) સાહેબજાદા...મોટા ! નહિ તો, — ( કલિકા આંખો ખેંચે છે. )

[ કલિકા પુષ્પને ખેંચી બાજુનાં ખંડમાં લઈ જાય છે, સુંદર વલોણાંનાં આંખો ઠરે તેવાં દર્શન, અનુકંપા – એક દોરડી કલિકાને આપતાં ]

અનુકંપા : લ્યો બ્હેન ! ખેંચો દોરી...( પુષ્પને ) સાહેબ, લ્યો બીજો છેડો...સંભાળજો...વલોણું મહીથી ભરપુર છે...હં.

કલિકા : ( સ્વગત ) વાહ...કેવો આનંદ ! ( દોરી ખેંચે છે. )

પુષ્પ : ( સ્વગત ) આ તો શંકર પાર્વતીનું નૃત્ય. શું આનંદ !

[ કલિકા અને પુષ્પ દોરીઓ ખેંચે છે, ગોરસી ફરે છે, મહિ મંથન ચાલે છે. ]

અનુકંપા : ( સ્વગત ) આ બંને પંખીડા...! શું જોડ છે ! આ બંનેનું હૃદય વલોણું મંડાય...તો કામધેનું ! તને ચાર મણ ચારો. ( ગાયને પંપાડે છે. )

કલિકા : ( કંઈક તાનમાં રવૈયાની દોરી ખેંચતી. )

ગીત

મહિડાં મોંઘેરાં અ-મૂલ.

ગીત

અનુકંપા : હૈયે ગોરસ ભર્યાં,
ગોરી ગોરી ગોરસી.
ગાજે, અનંત ભરપૂર,
મહિડાં મોંઘેરાં અ-મૂલ.

પુષ્પ : ( દોરી ખેંચતાં ) મહિડાં મોંઘેરાં અ-મૂલ.

ગીત

કલિકા : ( મગ્ન ) નાવલીયો નાચતો, નાર કંઈ રાચતી;
પ્રેમ તણે પૂર ઉર, પ્રકૃતિ પધારતી.

પુષ્પ : ( મગ્ન ) લીલા અનંત ભરપૂર.

કલિકા : મહિડાં મોંઘેરાં અ-મૂલ.

ગીત

પુષ્પ : પ્રીત તણી દોરડીને; વિશ્વનું વલોણું,

કલિકા : ખેલડું અલબેલડું જીવનનું સોણલું.

અનુકંપા : આત્મા આતમમાં ડૂલ,

કલિકા :
પુષ્પ : } ! — ( મગ્ન ) મહિડાં મોંઘેરાં અ-મૂલ.

### ગીત

સર્વે : હૈયે ગોરસ ભર્યાં.
ગોરી ગોરી ગોરસી !
ગાજે, અનંત ભરપૂર.
મહિડાં મોંઘેરાં અ-મૂલ.

કલિકા : ( દોરી છોડતી ) અરે મારી M. A. ની પરીક્ષા ! Thesis; મારી Thesis !

પુષ્પ : ( નિરાશ થતો )...બસ...હવે રમવું નથીને ? કલિકા જાઓ. યાદ રાખજો, આ બધુ કદાચ તમારી Thesis માંના -લખાય જાય હં.

( હસે છે; સૌ કોઈ હસે છે. )

( કલિકા જાય છે. )

( પડદો પડે છે. )

## અંક ૨ જો

### પ્રવેશ ૫ મો

[ કલિકા પોતાનાં અભ્યાસ ખંડમાં લેખન મગ્ન ભાસે છે. રાત્રીનાં દશનાં ટકોરા થાય છે. પુષ્પધનનાં વિચારમાં કલિકા લીન દેખા દે છે ]

કલિકા : ( પુષ્પધનનો ફોટો જોતાં )

( સ્વગત ) ગીત

ડગલાં ધીરે ધરૂં;
સાથીયા સ્નેહે પુરૂં;
ફુલ માય કંઠે ધરૂં;
આરતી પ્રેમે કરૂં;

આવો મહેમાન મારાં હૈયાં મંદીરમાં;
પામો પૂજન પ્રાણ ! સૂનાં શિબિરમાં.

ડગલાં પ્રેમે ધરૂં;
સાથીયા સ્નેહે પુરૂં;
ફુલ માય કંઠે ધરૂં;
આરતી પ્રેમે કરૂં;

( આડસ મરડતાં ) આ M. A. નો અભ્યાસ ! ( આડસ મરડે છે: ) કોલેજ જીવન, ઉંચી તાલિમ...ચોવીસ વર્ષ હવે પૂરાં થયાં. જુવાની તો જાય છે, વીતી. ( ટેબલ લેમ્પની વાટ સહેજ ઉંચી, તો સહેજ નીચી કરે છે. ) રાત્રી; અને એકાંત – કોઈ સાથીદાર પણ નહિ — એકલી અટુલી જીંદગી ! ( વિચારમાં પડે છે ) તો શું લગ્ન કરી નાખું ?

[ પુષ્પધનનો ફોટો એકી ટસે જુવે છે, પાસે પડેલાં પુષ્પધનનાં કાગળો વાંચે છે. ]

શ્રીમંતની દીકરી છું, પુરી સાહેલી છે; પિતાએ પ્રેમ આપ્યો – લાડ લડાવ્યા – ભણાવી, લોકો કહે છે, રસઘનની કલિકા સંસ્કારી. ( સહેજ વિચાર કરી ) પણ લગ્ન કરવા ક્યાં ?

ગીત

બંસી કેરા સૂર ... ... ... !
બાજે દૂર દૂર દૂર ... ... — ( ૨ )
અનંત પટની પાછળનો એ,
કલરવ કંઈક મધુર. બંસી.

( કલિકા એકલી નૃત્ય કરે છે. )

નાગણ નાચે, હૈયું રાચે;
નૂપુર કરે ઝંણકાર;

[ કલિકા પગમાં ઝાંઝર પહેરે છે, કલિકાનો નાગણ સમો ચોટલો ચોમેર હીંચે છે. ઉભી થઈ પુનઃ નૃત્ય મગ્ન થતી ]

નાગણ નાચે, હૈયું રાચે,
નૂપુર કરે ઝંણકાર —

( ઝાંઝર ઝણકે છે. )

નાગણ નાચે, હૈયું રાચે,
નૂપુર કરે ઝણકાર;
નયનોની મીટ થાય, નકામી;
અશ્રુઓ ચોધાર. બંસી કેરા.

[ પુનઃ કલિકા ટેબલ પર બેસે છે. ]

ગીત કેટલું સુંદર છે ! પણ અફસોસ–કવિ ક્યાં ? પુષ્પઘન શું બેઠાં બેઠાં મારા પરજ કવિતાઓ લખતા હશે ? આ તે એન્જીનીયર, કે કોઈ સાહિત્યકાર !

[ કલિકા પુષ્પઘનનાં ફોટાને ચૂમે છે. ]

ચિત્ત ચુંથાય !
શબ્દ સુણાય;
દૃષ્ટિમાં દૃષ્ટિ નવ મળતા,
ઉર અકળામણ થાય.

[ પુનઃ નૃત્ય ચાલુ કરતાં ]

બંસી કેરા સૂર...
બાજે દૂર દૂર દૂર... ( ૨ )

[ અનુકંપા પ્રવેશે છે. ]

અનુકંપા : કલિકાબ્હેન ! હજી સુતાં નથી, રાત્રી તો ચાલી જાય છે, દશ વાગ્યા—

કલિકા : ( દોડતી, અનુકંપાની સોડે ભરાતાં ) અનુકંપા, જરા... જો તો, બાપુજી સુઈ ગયા કે નહિ ?

અનુકંપા : કેમ ?

કલિકા : ખરૂં કહું ? આ એકાંત રાત્રીમાં...મને કંઈ ગમતું નથી ... પુષ્પધનને બોલાવી લાવશે ? તે આવે, તો હું એક સરસ નૃત્ય કરૂં.

અનુકંપા : ગાંડી ! અત્યારે પુષ્પધન ...! કોઈ શું કહેશે ? કંઈ ખ્યાલ છે ?

કલિકા : માટે જ કહ્યું; બાપુજી ઉંઘી ગયા છે કે નહિ ?

અનુકંપા : બાપુજી આજ બંગલામાં જ નથી, હમણાંજ તે અમૃતશેઠને ત્યાં ગયા. મોટરનો અવાજ ન સાંભળ્યો ?

કલિકા : ત્યારે તો ઉત્તમ — તો હમણાં જ. ... ... ...

જા, પુષ્પધનને ટેલીફોન કર, કહેજે, કલિકા માંદી પડી છે; અને તાવ – ૧૦૪ સુધી ચઢ્યો છે; દોડતા આવશે, સમજી.

**અનુકંપા** : (હાસ્ય કરતાં) મૂર્ખ...! દીકરી! સાવ મૂર્ખ!

કલિકા : (ખિજવાતી) મારા પર હસે છે? (તેનાં પર ચોપડી ફેંકતી) મારે હવે ભણવું નથી...આ પુસ્તક મને હવે ગમતાં નથી... કંઈ ગમતું નથી; સમજી.

**અનુકંપા** : તો પરણી જાઓ...કુલેલી ફાલેલી લત્તાને હવે વૃક્ષ જરૂર જોઈએ.

કલિકા : (સહેજ શરમાતા) અરે હું ભૂલી, અનુકંપા! એવાં સંસ્કારી યુવકને અત્યારે આવવું, તે તેનેજ શોભાસ્પદ નથી, ખરૂં –? વળી પાછું, બાપુજીની ગેર હાજરી... બરાબર ને?

**અનુકંપા** : બરાબર બ્હેન. (સ્વગત) ઉંમરે પહોંચેલી યુવતી, અવશ્ય સ્નેહીનાં સોણલાં જુવે. પ્રભુ! મારી કલિકાને હવે વર આપજે.

કલિકા : તો અનુકંપા! એમ કર...આજ કંઈ વાંચવું લખવું નથી...કંટાળો આવે છે; હું નાચું છું, તું મૃદંગ બજાવ...આવડશે?

અનુકંપા : નૃત્યની કંઈક તાલિમ તો મેં આપી તમોને; મૃદંગ કેમ ન આવડે...? (મૃદંગ જોડ કાઢી) બજાવું છું, ચાલો...નાચો.

[કલિકા પુનઃ નૃત્ય શરૂ કરે છે. અનુકંપાનું મૃદંગ ગાજે છે.]

કલિકા : **ગીત**

ઢોલક બાજે, હૈયું ગાજે; (૨)
'થન' 'થન' પગલી થાય;

(સતાર લઈ સૂર કાઢતી)

સારંગી નવ રંગ રંગે,
અનંગ રંગ રંગાય ... બંસી કેરાં

અનુકંપા : કલિકા બ્હેન, આજ તમો બહુ શોભો છો. નૃત્ય કળામાં કુશળ થયાં...આજ; પ્રમાણુ પત્રની જરૂર જ નથી.

કલિકા : ( ફેર ફુદળી ફરતાં – હાથથી અભિનય આપતી )

ગીત

પ્રિયજન કેરો, પ્રણુય ઉજાળો,
આતમ સૂર અનંત ... ... !
હૃદય પિછાને કોકિલ સ્વરએ,
સંભળાયા દિગન્ત.

( નૃત્ય તાન સહિત )

બંસી કેરા સૂર, ... ... ( ૨ )
બાજે દૂર દૂર દૂર ... બંસી
અનંત પટની પાછળનો એ,
‘ કલરવ ’ કંઈક મધુર.

[ કલરવનાં કંઇક તાન પલટામાં કલિકા નૃત્યમાં મસ્ત બને છે. ]

બંસી કેરા સૂર ... ...
બાજે દૂર દૂર દૂર ...

* * *

બંસી કેરા સૂર ... ...
બાજે દૂર દૂર દૂર.

[ એકાએક રસધન શેઠ પ્રવેશે છે, નૃત્ય મગ્ન કલિકાને જોઈ ... ગુસ્સો કરી બૂમ મારતાં ]

રસધન : કલિકા ! આ શી ધમાલ માંડી છે ?

**કલિકા** : ( સ્તબ્ધ થઈ ) બાપુજી, આજ કંઈ ગુસ્સામાં છો ? કંઈ થઈ ગયું શું ?

**રસધન** : હવે, આ નાચબાચ નહિ ચાલે, સમજી, તું કંઈ નાની બાળકી નથી...જે આ શોભે. ઉતાર આ તારો વેશ. જાણે નાચનારી !

**અનુકંપા** : શેઠ સાહેબ, દીકરી હજી બાળકી છે; આટલો ગુસ્સો કાં કરો છો ?

**રસધન** : નહિ, નહિ. અનુકંપા...! તું પણ ચાલી જા. મારાં સંતાનને આમ બગાડવાનું તને કેમ સુજયું ?

**અનુકંપા** : વારૂ શેઠ સાહેબ, ( આંખમાં આસું આવે છે. ) આજ કંઈક અવળો દિવસ ઉગ્યો મારોજ, બાકી શું કહું ? ( ચાલી જાય છે. )

**કલિકા** : બાપુજી, હું ખાનદાનની પુત્રી છું, આપે મારામાં યોગ્ય સંસ્કાર ભર્યા છે...હું મારી ફરજ બરાબર સમજું છું – કલાને કલા તરીકે લઇ...નૃત્ય શિખવું એ સ્ત્રીને શોભાસ્પદ નથી ? તેમ ન હોત તો કૃષ્ણચંદ્ર અને રાધા પણ કેમ નાચત ? ખુદ શંકર નટરાજ... પાર્વતી...મહા નૃત્ય રાણી !...જીવનમાં તેની પણ કંઈક જરૂર તો ખરી...ખરૂં ?

**રસધન** : ( કલિકાનાં ટેબલ પાસે જઈ ) આ શું છે ! આ પુષ્પનો ફોટો...હવે તેને ફેંકી દેજે; અને આ પત્રો બધા બાળી નાખ...આ રીતે ખાનદાન યુવતી કન્યાને પત્ર લખનાર યુવક મૂર્ખનો સરદાર સમજવો.

**કલિકા** : પુષ્પનાં પત્રોથી આપ પ્રથમ ખુશ હતા...આજ આમ કેમ ?

**રસધન** : બીજું શું ? મારે તને હવે ત્યાં પરણાવવી નથી.

**કલિકા** : કારણ ?

**રસધન :** કારણ બારણ તું ન સમજે, વ્યહવાર, રીત ખાનદાની અને બધું જોતાં – તારાં અને પુષ્પનાં લગ્ન બીલકુલ યોગ્ય નથી – તેમાં મારી શોભા નથી.

કલિકા : કેમ ?

**રસધન :** સમાન મિત્રોમાં મારે શરમાવું નથી, તેને જમાઈ બનાવીને.

કલિકા : પણ પુષ્પધન ... તો ! સંસ્કારી છે; મહા સંસ્કારી તમોએ તો ગણ્યો છે, તેને, તેનું કેમ ?

**રસધન :** પણ તે જમાઈ મને શોભાસ્પદ નથી. ગરીબ ઘરનો છોકરો છે...માટે.

કલિકા : રંક ઘરમાં કન્યા સ્વર્ગ રચે, તેવો તમારો જ ઉપદેશ હતો —

**રસધન :** હશે...પણ તેથી યે સારો વર મેં શોધી કાઢ્યો છે...હમણાં આવશે.

કલિકા : કોણ ?

**રસધન :** અનિલ...અમૃત શેઠ નો...પુત્ર; એડવોકેટ હમાણાં એ એડવોકેટ જનરલ થયો છે, તે.

કલિકા : દાગીના બદલી શકાય, સાડી અને કપડાં પણ ફરે— પણ અંતરમાં જ્યાં અમી ઝર્યાં; તે પુરુષ તો ન જ બદલી શકાય — બાપુજી ! સાવિત્રીનો ઉપદેશ...સતીઓની કથા...કહે છે, કન્યાનાં લગ્ન એકજ વખત હોય – મેં તો હૈયું હવે પુષ્પને સોંપ્યું છે.

**રસધન :** તે હૈયું બૈયું ..બધું ઠીક...હજી સંસાર શું છે, તે તું સમજતી નથી...અનિલ, પુષ્પથી અધિક છે...શ્રીમંત છે; ભણેલો છે, આપણાં ખાનદાનને શોભે તેવો છે, તે.

કલિકા : તે મારાથી નહિ બને ..હું અનિલ સાથે લગ્ન ગાંઠે જોડાવા માગતી જ નથી.

રસધન : મેં વાક્દાન આપી દીધું.

કલિકા : મને પૂછ્યા સિવાય... ?

રસધન : હા; અને અનિલને હું તેડી લાવ્યો છું – અહીં.

કલિકા : બાપુજી...એ ‘લગ્ન’ નહિ થાય; અનિલને તમો પાછો મોકલી દો.

રસધન : એવું બોલશે, તો કાલેજ ‘પુષ્પ’ને અહીંથી રૂખસદ...મારે મારી ઈજ્જત જોવી છે.

કલિકા : પણ મારે તો મારૂં હૈયું જોવું છે.

[ છૂટી પાટધીનું ધોતીયું અને ખમીસ ઉપર ટાઈ પહેરી અનિલ પ્રવેશે છે; મોઢામાં ચીરૂટ છે, ધૂમાળા કાઢતો. ખુરશી પર બેસી. ]

અનિલ : ‘અનિલ’ અને ‘કલિકા’ ઠીક છે – શોભશું.

રસધન : (અનિલ પાસે બેસી) આ મારી પુત્રી...M. A. નો અભ્યાસ કરે છે; નૃત્ય કળા પણ જાણે છે; સહેજ એ સંગીત મગ્ન હતી...એટલે આ પોષાકમાં છે...કલિકા! પોષાક બદલ, દીકરી.

અનિલ : કંઈ નહિ...હું ખુદ સંગીત અને કલાનો શોખીન છું...ચલાવવા દો...કલિકા નૃત્ય ચાલુ કરો...જોઉં તો !

કલિકા : (અનિલની ખુરશીને ઠેલતી ગુસ્સા ભેર) મને તમો શું સમજો છો ?

[ કલિકા ગુસ્સા ભેર બીજા ઓરડીમાં ચાલી જાય છે. ]

**રસધન** : 'અનિલ' ગુસ્સો ન કરતા ..સહેજમાં એ તો ચિઢાય...કાલે સવારે મળીશું...બે ત્રણ દિવસ રોકાજો ... જાઓ, તમારા ઓરડામાં નિરાંતે સુવો...બધી સગવડ કરી છે.

**અનિલ** : એમ – તો એમ...જેમ કહો તેમ. સારૂં જાઉં છું – કાલે મળીશું – (ટેબલ પરથી પુષ્પનો ફોટા ઉપાડતો) આ કોણ... ? એન્જીનીયર પુષ્પધન! તમારો એન્જીનીયર! ... નોકર! – અને તેનો ફોટો...આ કલિકાના ફોટા પાસે – તેનાં ટેબલ પર ! આ શું ? નોકર સાથે કલિકા...ની પ્રીત તો નથી ?

**રસધન** : કોઈ વખત ભણાવવા આવે છે; રહી ગયો હશે... તેથી શું ? બિચારો ગરીબનો છોકરો છે, કમાય છે, અને ખાય છે ... કલિકાનો M. A. નો અભ્યાસ છે, ને ! તેને તે અભ્યાસમાં મદદ કરે છે.

**અનિલ** : હવે તેને આવવા મના કરવી જોઇએ ... કલિકાનું વાફદાન મારી સાથે થયું ને ! હું તેને શિખવીશ-હું B. A. LL. B. છું ચશ્મા સમા કરતો – સાલા, એકતો નોકરડા – પાછા ગરીબ, અને તેનાં ફોટાઓ – અને તે પણ તેનાં શેઠની પુત્રીનાં ટેબલ પર !

**રસધન** : ( હાસ્ય કરતો ) હા ... હા ... તેમજ. તમો સાથે જ એ બધુ કરજો ... કાલથી ... 'પુષ્પ' અને કલિકા નહિ મળે, પછી છે કંઈ ?

[ કપડાં બદલી બારણે ટોકું કરતી ]

**કલિકા** : ( ગુસ્સાથી ) અધુરી Thesis તો પુષ્પધનજ પુરી કરી શકે; એજ મને શિખવશે.

**અનિલ** : આવો, આવો, કલિકા, ક્યાં છે, તે થીસીસ્ ? હું પુરી કરી આપું તો કેમ ? લાવો – તે થીસીસ. Give me all the papers. જોઉં, કેવુંક લખો છો ?

**રસધન** : બેટા ! આપ જોઈએ, તે બધા કાગળ અનિલને… અડવોકેટ સાહેબને.

[ કલિકા કંઈ ન સાંભળતાં મૌન રહે છે. ]

**રસધન** : ( જાતે ઉઠી ) બાળક છે, શરમાય છે, લ્યો હું તે Thesis નાં કાગળો તમોને આપું.

[ કાગળો લઈ રસધન શેઠ અનિલને વાંચવા આપે છે. ]

**અનિલ** : ( વાંચવાનો ડોળ કરી, કાગળો ફાડી નાખછે ) આ બધું શું છે ? જંગલી ! લખાણ તદ્દન જંગલી ! ! M. A. માં નહિ ચાલે… હું બીજાં Points આપીશ–પુષ્પધનને લખતાં જ કયાં આવડે છે, જો ?

**કલિકા** : ( ફાટેલા કાગળો ઉપાડી લેતી ) અનિલ શેઠ ! કૃપા કરી–મને ભણાવવાની તસ્દી ન લેતા; કંઈ સંસ્કાર સમજો છો કે કેમ ?

**અનિલ** : હે…હે…શું ? ગમે તમે બોલવું, ગમે તેમ વર્તન કરવું …આ કેવી જંગલી રીત ! જરા અંગ્રેજીમાં બોલો; M. A. ના અભ્યાસી છો, – કંઈક સમજો. સારાં Command વગરનાં ઇંગ્લીશ વગર મને ઠીક પડતું નથી. કલિકા ! ( ચશ્મા ઠીક કરી, ચીરૂટનો દમ ફાકતો ) હું પણ એક ગ્રેજ્યુએટ છું, તારા થી અધિક ભણેલો…વકીલ…મારે તો અંગ્રેજી બોવતી; બૈરીજ જોઈએ; નહિ તો મારૂં અપમાન – ઇન્સૅલ્ટ. Pure Insult સમજવું.

**કલિકા** : મને પૂછ્યા સિવાય, આ કાગળીયા તમે કેમ ફાળી નાખ્યા ? અનિલ શેઠ ! મને જવાબ આપો ?

**અનિલ** : હવે તારો અભ્યાસ તપાસવો, એ મારૂં કામ છે, તેથી… ( ખમીસમાં રહી ગયેલી ટાઈ બરાબર કરે છે. )

**કલિકા** : એ કામ તમોને કોણે સોંપ્યું ?

**અનિલ** : પૂછ, તારા પિતાને ? તારૂં અને મારૂં સગપણ આ શરતે જ થયું છે, સમજી; મારી સાથે આ વર્તન નહિ ચાલે.

**કલિકા** : (ગુસ્સો કરતી) બાપુજી, આ તમારા મહેમાનને અહીથી લઈ જાઓ...નહિ તો......

**અનિલ** : નહિ તો શું, અપમાન થશે...એમ જ ને ?

**કલિકા** : એથી પણ કંઈક વિશેષ......

**રસધન** : (સ્વગત) અરે રામ...આ તે કેવાં ગ્રેજ્યુએટ !... (પ્રકાશ) કલિકા...શાંત થા, દીકરી...એ તારો ભાવી પતિ છે... અને અનિલ, તમો પણ શાંતી પકડો. કલિકા બાળકી છે — Child; Innocent Child. !

**કલિકા** : બાળકી બાળકી કંઈ નથી. હું ત્રેવીસ વર્ષની થઈ. મને ઈશ્વરે બુદ્ધિ આપી છે; અનિલ ! વાગ્દાન થયું, તેથી કંઈ હું તમારી થઈ ગઈ નથી. જે હુકમ છોડો છો. હું કંઈ નાચનારી નથી, જે તમો સમક્ષ નાચું; હું કંઈ તમારી કોઈ દાસી નથી, જે તમારા હુકમ ઉઠાવું — મહેરબાની કરી – આ ઓરડેથી ચાલ્યા જાઓ —

**અનિલ** : રસધન શેઠ ! આ બધુ શું ! 'નાટક' ! આ તો સફેદ હાથણ ! મારૂં વકીલનું અપમાન કરવા મને અહી લાવ્યા...હું Credit નો દાવો માંડીશ; રૂપીયા વીસ હજાર લઈશ. – ઓકાવીશ, – સમજ્યા.

**કલિકા** : હવે ... જા ... જા ... Credit ના સાહેબ ! તારી કિંમત કેટલી છે, તે હું સમજું છું – સારો દિવસ અને રાત્રી ... નટીઓ સાથે રહે છે. તે — સીનેમાની નટીઓ સાથે પ્રેમ કર. – જા; તેને નાચતાં શિખવ.

**અનિલ** : (ટેબલ પછાડતો) Insult ! ..ભયંકર અપમાન ! સંસ્કારી ગ્રેજ્યુએટ ... નું મહા ભયંકર અપમાન ! એક ડીગ્રીધારી વકીલનું જાહેરમાં ભયંકર અપમાન ! ! Pure Insult.

કલિકા : (બારણું બતાવતી) માફ કરો, વકીલ સાહેબ, આ રહ્યો દરવાજો Please get out. મહેરબાની હવે જશો ?

**અનિલ** : (ધોતીયું સાફ કરતાં ચશ્મા સમારતો) હું પણ લાખો પતિનો છોકરો છું – ગ્રેજ્યુએટ છું, Advocate, વકીલ છું – યાદ રાખજે, કલિકા – કાયદેસર હું તને ઠેકાણે આણીશ – (ચીરૂટ ફુંકે છે.) Law is law.

કલિકા : બેશરમ કહીંનો – કેટલું કમાયો તમારા હાથે ? બાપની દોલતે બૈરી ખરીદી શકાતી નથી — સમજ્યો. બેશરમ – આલ્યો જા.

**અનિલ** : રસધન શેઠ. તમારી દીકરીને વારો – નહિ તો આ પડેલી લાકડીએ તેનું માથું ભાંગી નાખીશ. (પાસે પડેલી શેઠની લાકડી ઉપાડે છે.) Law is Law.

કલિકા : (પોતાના પગની મોજડીનો છૂટો ઘા કરતાં) કુત્તરા ! કાલે જમાંથી જ તું મારી પુંઠે પડ્યો છે ... બેશક. ચાલ્યો ... જા હું તને પિછાનતી જ નથી.

**રસધન** : (સ્વગત) અરે ભગવાન...મારા નસિબ ! આ અનિલ કુમાર, એડવોકેટ !! (પ્રકાશ) અનિલ ઓરડાની બહાર ચાલો...આજ છોકરીનું મગજ ચસકી ગયું છે. કાલે વાત ! (સ્વગત) પ્રભુ ! કલિકા, માટે હવે, તો, પુષ્પધનજ ઠીક છે.

[અનિલનો હાથ પકડી–રસધન શેઠ ઓરડા બહાર જાય છે, અનિલ બકવાદ કરે છે.]

**અનિલ** : મારી પીનલકોડ, ... કાયદો ... આ અપમાન ... તેનો બદલો હું અવશ્ય લેવાનો ..રસધન શેઠ ? હું આજ ને આજ અહીંથી ચાલ્યો જાઉં છું – આજ ગાડીમાં — First Train – my credit ! question of my credit. Law is law.

કલિકા : (બારણું બંદ કરતી) ઇશ્વર બુદ્ધિ આપે, તો ચાલ્યો જ જજે ... નહિ તો કાલ તો બહુ ભારી પડી જશે ... બાપને પૈસે બૈરી ખરીદવા આવ્યો, તે કોઈ જઈ બીજી શોધ. કલિકાને નહિ; સમજ્યો. જા. થાય તે કરજે. (ચાળા પાડતી) Law is law !

[ કલિકા બારણું બંદ કરે છે. ]

(સ્વગત) મોટા અનિલ શેઠ ! બાપ કમાઈ જોઈ બાપા મોહી પડ્યા ... સ્વચ્છંદી–અસંસ્કારી, દંભી...અને સુકલ લકડી કાયા. સાથે ચીરૂટનો ધૂમાડો...બાપુજી એ બહુ મુલ્યવાન મણી શોધ્યું ? પ્રભુ, પ્રજાને આવા સ્નાતકોથી બચાવજો, જ્ઞાન અને અજ્ઞાનની આ તે કેવી માત્રા ! સંસાર એટલે શંભુ મેળો ... (બારીનો પડદો ઉતરતી) પુષ્પધન–એટલે સૌરભ ભર્યું. સુમન–એક છે પુષ્પ અને ક્યાં આ કુટીલ કાંટો ? બન્ને પુરુષ, પણ, અમૃત અને ઝેરસમા. કંઈક જ્ઞાન ગંગાને ઉદરમાં સમાવતા મહા સાગરની તુલનાં–ખદબદતાં ખાબોચીયા સાથે ક્યાં ?

[ સતાર ઉપાડી તેનાં પર આંગળી ચલાવતી
શાંતચિત્તે કલિકા પુનઃ ગીત મગ્ન. ]

### ગીત

બંસી કેરા સૂર......; (૨)
બાજે દૂર દૂર દૂર... બંસી.
અનંત પટની પાછળનો એ,
કલરવ કંઈક મધુર – !
બંસી કેરા સૂર......, (૨)
બાજે દૂર દૂર દૂર... બંસી.

[ પવનની પાંખે સંગીત ચોમેર પ્રસરે છે. ]

(પડદો પડે છે.)

## અંક ૩ જો

### પ્રવેશ ૧ લો

[ શાંત ચિત્તે ચહા પીતો પુષ્પધન વર્તમાન પત્ર વાંચતો નજરે ચઢે છે; બાજુમાં રેડીયો સમાચાર આપે છે; રસોઇની પૂર્વ તૈયારી રૂપે શાકભાજી સમારતી માયા દ્રશ્યમાન છે. ]

**માયા** : ( સાડીની કોર સમારતી ) તો છાપામાં તમો, હવે બંડખોર લેખો કેમ લખો છો ? કદાચ પકડાઈ જશો તો ?

**પુષ્પધન** : તેમાં ખોટ શું છે ? સારોય દેશ – હવે જેલ નહિ, તો, બાકી શું રહ્યું ? આ સરકારી તંત્રે હીંદભરને પાયમાલ કરવાનાં પગલાં લેવાની શરૂઆત કરી છે, ત્યારે કયો હીંદી શાંત બેસી રહે ? લડાઈને નામે, પોકળ વાતો કરતી આજની આંગ્લ પાર્લામેન્ટે, Democracy ના નામે, યુરોપનાં નબળા રાજ્યો બચાવવા લડાઈ જાહેર કરી, પણ આ ભારતવર્ષનાં ચાળીસ કરોડ જીવોની Democracy ક્યાં ? સારીયે, કોંગ્રેસ જેલવાસી – ખુદ પરોપકારની મૂર્તિ – બાપુજી પણ જેલમાં.

**માયા** : સારૂ થયું કે – સુભાષ બાબુ પરદેશ નાસી ગયા. હવે આ દેશને દોરશે કોણ ?

**પુષ્પધન** : નીકળશે, કોઇક વીરલો – વળી. – ( છાપું વાચવામાં મગ્ન બને છે. )

**રેડીયો** : This is Bombay Calling. સરકારી તંત્ર વિરૂદ્ધ પ્રચાર કરતાં – કોઈ એન્જીનીયર પુષ્પધન પર સરકારની કરડી નજર છે. આ કહેવાતા પુષ્પધન પર સરકાર હવે ભયંકર કામ ચલાવશે.

**માયા** : ( ચોંકતી ) સાહેબ ! રેડીયો સાંભળ્યો ?

**પુષ્પધન** : તેમાં ડરવાનું છે શું ?

માયા : સરકાર તમોને પકડશે –

પુષ્પધન : ભલું થશે, ભાંગે જંજાળ, સુખે ભજાશે શ્રી ગોપાળ.

[ એડવોકેટ અનિલ કુમાર અને કંઈક સરકારી હોદ્દેદારો પ્રવેશે છે. સાથે માયાના કાકા નવનીતલાલ મૂછે તાલ દે છે. ]

અનિલ : ( કોટ પાટલુન, અને ટાઈ સમી કરતો, ચીરૂટ ફૂકતાં ) હવે દેશનેતા થવું છે ને પુષ્પધન ! ઓળખો છો મને ? હું અનિલ કુમાર – એડવોકેટ. તમો પર વૉરંટ છે; પણ પ્રમાણિક સલાહ આપવા આવ્યો છું – બિલકુલ Honest advise, Law is Law સમજ્યા.

પુષ્પધન : અનિલ કુમાર, વકીલ સાહેબ કે ?

અનિલ : નહિ. હુવે Bombay Government નો માની તો advocate general; Sir Anil Kumar.

માયા : ( સ્વગત ) માર્યાં – પકડવા જ આવ્યા. કલિકા બ્હેનને ટેલીફોન કરવો રહ્યો.

[ માયા ચાલી જાય છે. ]

પુષ્પધન : આવો, બેસો – કેમ આવવું પડ્યું ?

અનિલ : જો ( ટાઈ સમી કરે છે ) તું છે ગરીબ, અને તારે કોડ છે મોટા. બોલ, અત્યાર સુધીનું તારૂં દેણું કેટલું ?

પુષ્પધન : પરોપકારી સજ્જન, મને માફ કરો, આપ ક્યા કામે આવ્યા છો, તે જ જણાવો ને ?

અનિલ : My lord ! તારા પર ઉપકાર કરવા; તને જ્ઞાતી બંધુ સમજીને; બચાવવા. Law is Law.

પુષ્પધન : મને માફ કરો – હું કોઈ નો ઉપકાર લેતો નથી.

અનિલ : ત્યારે મુરખ ! હવે તું જેલમાં ઠોકાઈ જશે, પછી,

તારી ઇજનેરી સુઈ જશે. હં. બોલ ઝાંઝરીયા પહેરવા છે કે, પૈસા કમાવા છે ?

**પુષ્પધન** : મારે કંઈએ કરવું નથી. કૃપા કરી આપ કામ કરી; પધારી જાઓ. (છાપું વાંચે છે.)

**અનિલ** : સરકારી એન્જીનીયર બનાવી દઉં એક પળમાં – બે હજાર મહીને પગાર; વળી, બંગલા, મોટર, ચાકર, બધું; પણ એક શરતે અને તે એ કે, તારે ભવિષ્યમાં કલિકાનું નામ ન લેવું. જોજે, હં. પછી Law is Law !

**પુષ્પધન** : આપ કોણ છો ? કલિકાનું તમારે કંઈ સગપણ ?

**અનિલ** : (અટ્ટ હાસ્ય કરી, ચીરૂટ ફૂંકતાં) ચમકી ગયા કે ? આમ સમાજ નેતા ન થવાય. હું છું કલિકાનો ભાવી ભરથાર – અનિલ કુમાર ઍડવોકેટ; તને સમજાવું છું કે; Law is Law.

**પુષ્પધન** : (ચોંકતો) કલિકા – અને તે તમારી પત્ની ! અશકય.

**અનિલ** : મૂર્ખા ! ગધેડા ! કવિતાઓ લખે શું કોઈ કન્યા આપી દે. પરણી જા, આ તારી માયા બાયાને — નહિ તો બૈરાથી રહેશે – અને જેલમાં જશે; અને મારૂં કહેવું માન, તો કંઈક હોદે ચઢે, અને ચાર પૈસા પેદા થાય. તો તારી ઇજ્જત વધે; આ સરકારી તંત્ર વિરૂદ્ધ કાવાદાવા છોડી દે હવે. દેશ નેતા તો મરી ગયા.

**પુષ્પધન** : નહિ તો !

**અનિલ** : આ સરકારી વોરંટ ! દસ્તાવેજમાં સહી કરૂં તેટલીજ વાર છે. (વોરંટ કાઢી બતાવે છે.) અને આ રહ્યા સરકારી અમલદારો (અમલદારો બતાવે છે.) તને પકડવાજ હાજર થયા છે, સહુ. બોલ વરઘોડો કાઢવો છે, કે, સમજવું છે ? Problem of three Minutes. ત્રણ જ મિનેટનો સમય. નહિ પછી (અમલદારોને) Law is Law.

**પુષ્પધન** : આપ મને પકડી શકો છો.

**અનિલ** : (ચેતવતો) પછી તારાં સાહિત્ય – ઈજનેરી, અને કલિકા બલિકા સઉ જવાનાં હં. કોઈ ચડશે નહિ પડખે. સમજાય છે, કંઈ? એક famous એડવોકેટની તને મફત સલાહ મળે છે, માત્ર, સુખે ઘર બાર વસાવ – અને આ સઘળાં ફીતુર જવા દે. લક્ષ્મી ચાંદલો કરે છે. સમજી ગયો – અને હવે કલિકાની આશા છોડી દે, આજ પળથી – તર્કી માનસ મૂક – અને માણસ બન. કંઈક કાયદેસર ચાલ. સમજ, Law is Law.

**પુષ્પધન** : (એક ધક્કો મારી) મહેરબાન, એડવોકેટ સાહેબ, ચાલ્યા જાઓ, યા તમારી ફરજ બજાવો – (પુષ્પધન ઉભાં થઈ દરવાજો બતાવે છે.) બધું સમજાઈ ગયું. તમારો Law પણ સમજયો.

**અનિલ** : (સરકારી અમલદારોને) આ દેશ ભક્તને પકડો. ઘર બાર જપ્ત કરો. (દસ્તાવેજમાં સહી કરે છે.) જેલમાં ચક્કી પીશશે, ત્યારે જ અક્કલ ઠેકાણે આવશે, તેની. કાયદેસર જપ્તી લો. (દસ્તાવેજ લખતાં.) Law is Law,

**પોલીશ અમલદાર** : પુષ્પધન! મુકર્દમો ચાલે, ત્યાં સુધી તમો પોલીસની લોક અપનાં મહેમાન છો.

**અનિલ** : કાયદેસર પગલાં લો. Law is Law. Sorry! (ચીરૂટ ફૂંકે છે.) પુષ્પધન! તું બેવકુફ ગધેડો છે. ભણ્યો પણ ગણ્યો નથી.

[રડતી રડતી માયા પ્રવેશે છે.]

**માયા** : આ સજ્જન પુરુષે, તમારૂં શું બગાડયું છે? તેને કેમ સતાવો છો?

**અનિલ** : (માયા ને.) બાઈ, તમારી Evidence નોંધવો – આ પુરુષ તમારો શું સગો છે?

માયા : એ મારો ભાઈ છે.

**નવનિતલાલ** : ( અમલદારોમાંથી બહાર આગળ આવી. ) જુઠ્ઠી વાત – ! આ – દંભી સમાજ નેતાએ, મારી ભત્રીજી માયાને નસાડી છે.

**અનિલ** : ( ચીરૂટના ગોટા કાઢતાં. ) Second Charge ! Kidnapping – પુષ્પધન – ધિક્કાર... ! પારકી કન્યાઓને આ રીતે ફસાવો છો ? દંભી પુષ્પધન – દુનિયાને ભોળી વાતોથી બનાવો છો ? મોટા નેતા ! સમજો છો ? Law is Law.

**નવનિતલાલ** : માયા, તારે શું કહેવું છે, બરાબર જુબાની દે.

**માયા** : ( કાકાને સંબોધતી ) કાકા – ઝેર ન મળ્યું પીવા, કે – દીકરીની જાત પર, આ કૃત્ય – ! દરિયો પૂર્યો નહિ ? મોટા સરકારી છાપખાનામાં મેનેજર; દીકરીની જાતને વેંચી – હોદ્દેદાર બનતા શરમ ન આવી ?

અનિલ : જો, છોકરી ! બરાબર બોલ, આ સરકારી દસ્તાવેજો રદ નહિ થાય – અહીં સહુ અમલદારો સમક્ષ તારૂં Investigation થાય છે; સમજી. જવાબદારી સમજ, આ ઘર નથી કાયદો છે. બોલ, આ પુષ્પધને તને ફસાવી છે ?

માયા : બીલકુલ નહિ – હું ઉંમર લાયક છું, મારી જાતે જ અહી તેની સાથે રહું છું. કાયદો મને કંઈ કરી શકતો નથી. પુષ્પધન નિર્દોષ છે.

**નવનિત** : ( ધમકી આપતો. ) માયા ! લાજબાજ તજી, સમાજ છોડ્યો – ઘરબાર તજ્યાં. સમજ, નહિ તો એક તમાચો ખાશે ?

**માયા** : સહુ સમક્ષ જાહેર કરૂં છું, પુષ્પધન – મહા પુરુષ છે, તેણે મને ફસાવી નહિ, પણ બચાવી છે.

[ ઉતાવળી કલિકા પ્રવેશે છે. ]

કલિકા : કોણ? પુષ્પધન્વ કેદ! (ચમકે છે.)

અનિલ : હા. (અનિલ કલિકાને જોઈ ચોંકે છે.)

કલિકા : વોરંટ કયાં?

અનિલ : આ રહ્યું...

કલિકા : (વાંચી) આ તો શરતી વોરંટ છે – જેલ યા તે જામીનગીરી...બે હજારની.

અનિલ : બે હજાર કયાં? નથી. માટે જેલ. Law is Law.

કલિકા : આ રૂપીયા બે હજારની જામીનગીરી! (નોટો ફેંકે છે.)

અનિલ : (સ્વગત) અફસોસ; કલિકાએ બાજી બગાડી. પંજામાંથી શિકાર છટકી ગયો. અફસોસ, Law is Law.

[ સહુ સ્તબ્ધ, પડદો પડે છે. ]

## અંક ૩ જો

### પ્રવેશ ૨ જો

[ અદાલતનું આંગણું. આધુનિક અદાલત નજરે ચઢે છે; ન્યાયાધીશ ભવ્ય વિચાર કરતાં બેઠા છે, વકીલો અને ઓફીસરો સાવ શૂન્ય છે, પ્રેક્ષકો, કલિકા, માયા, સાગર, રસધન શેઠ, અને શહેરીઓ દ્રષ્ટિગોચર થાય છે — કેસ ચલાવતો, અનિલ એડવોકેટ ફ્રેન્ચકટ મૂછે તાલ દે; છે, અને તે પિંજરામાં પુષ્પધન ગુન્હેગાર રૂપે શાંત ચિત્તે ઉભો છે, તે તમામ દ્રશ્ય જુવે છે. ]

**ન્યાયધીશ** : ( પુષ્પધને ) યુવક! તારાપર રાજ્યદ્રોહનો આરોપ મૂકવામાં આવ્યો છે, તારે કંઈ બચાવ કરવો છે?

**પુષ્પધન** : બીજું કંઈ નહિ; આ વિશ્વની પેલે વાર, એક અદાલત છે; અને જે સર્વ શ્રેષ્ઠ ન્યાયધીશ, કે જેણે બ્રહ્માંડ ઘડ્યું, માનવ ઘડ્યા, અને કુદરત રચી–ત્યાં હું નિર્દોષ છું—

**અનિલ** : ( અટ્ટહાસ્ય કરતો ) My Lord! હું અદાલતનું ધ્યાન ખેંચું છું, કે; ગુન્હેગાર વિચિત્ર માણસ છે; તે કોર્ટનું અપમાન કરે છે; અને તત્ત્વજ્ઞાનની વાતો કરી છટકવા માગે છે.
છે; કોર્ટે તો કાયદા સામે જ જોવું જોઇએ.
કોર્ટ કેવળ કાયદા માટે જ છે.

**ન્યાયધીશ** : Law is Law. ( ન્યાયધીશ અનિલ તરફ કરડી નજર ફેંકે છે. ) તે બધું મારે વિચારવાનું છે. ( પુષ્પધનને ) વિદ્વાન યુવક! તારૂં શું કહેવું છે? તું ખુશીથી કહે. તું શું વિચારે છે?

**પુષ્પધન** : હું એ વિચારૂં છું કે; મનુષ્યનો જન્મ ક્યાંથી? મનુષ્ય આખર જશે ક્યાં? અને જો તેણે તે સૃષ્ટિનાં સરજનહાર મહા ન્યાયધીશ, પરમાત્માનાં અંતઃકરણમાં ઉતરવું હોય, તો તેણે શું કરવું જોઈએ. આ સમયે મારાં નેત્ર સમક્ષ તો એ સર્વ શક્તિમાન પ્રભુની અદાલત ખડી થઈ છે, જ્યાં આ અદાલત અને ઈન્સાફની એક તલ પણ કિંમત નથી.

**અનિલ** : (હાથ પછડતાં) Point of order; (ન્યાયધીશને) My Lord! Point of order! હું માનું છું, ગુન્હેગાર બમણો ગુન્હો કરે છે.

**ન્યાયધીશ** : (ટેબલ પર મૂઠી પછાડતો, ન્યાયધીશ અનિલને) તે મારે જોવાનું છે; હું તમારા કાયદાનાં જ્ઞાનની કદર કરૂં છું, (પુષ્પધનને) બોલ, ભલા યુવક! તારે આગળ શું કહેવું છે?

**પુષ્પધન** : (કોર્ટ અને પ્રેક્ષકને, પ્રેમભરી નજરે જોતો; કંઇક વિચાર કરી) કાયાના કંઈક પલટા લેતો, આ દેહ, બાલ્ય, અને આખર વૃદ્ધ; શિથિલ અને આખર માટી–રૂપ, અહંકાર, અભિમાન, પૈસા, અને આ દુનિયાની તમામ વસ્તુ–આખર તો માટી; પૃથ્વીની પુંજીથી આ દેહ ઘડાયો; સૂર્યનાં તેજે તે પોષાયો; અને કુદરતે તેને ખીલવ્યો. એ જ કુદરત તેને જુદાં જુદાં સ્વરૂપે ફરી ફરી સર્જે છે; તે તમામ—આખર આ કોર્ટ — આપ, હું, અને સહુ કોઈ આખર માટી—My Lord! હું જન્મ, મરણ, જેવું કંઈક માનતો નથી; શરીરની અસ્તિત્વની મને કંઈ કિંમત નથી, હું તો તે વિરાટ શક્તિમાંથી આવ્યો છું, અને ત્યાં જ જવાનો છું, મારા પર કંઈ કામ ચાલી શકતું નથી—હું તો તે સૂર્યનો અંશ છું, અને તેનાં જ તેજમાં ભળી જવાનો છું—મને તમારો ન્યાય જરા પણ અસર કરી શકતો નથી.

**રસધન શેઠ** : (ઉભા થઈ) હું જડજ સાહેબને વિનંતિ

કરૂં છું, કે આ છોકરાને બચાવી લેવો; મારા કોઈ પણ ભોગે—જે માગો, તે આપું.

**ન્યાયધીશ** : શાંતી ! (ટેબલ પર મૂકી પછાડે છે. પુષ્પધનને) તું સૂર્ય સમો અગ્નિ સ્વરૂપ છે, તે સમજાયું, ત્યાં જવાનો તે પણ ઠીક, પણ આ જન્મ તારૂં કર્મ શું, જેથી તું તારો માર્ગ કરી— ત્યાં જઈ શકે ?

**પુષ્પધન** : મારૂં કર્તવ્ય, મારી જાતને સમજવાનું છે; પોતાની જાતને સમજ્યા પછી; કર્તવ્યની શોધ રહેતી જ નથી – તેજોમય આત્મા – એ જ પરમાત્મા છે; અને તે સર્વવ્યાપી છે; આ રીતે હું તમોમાં મારા વિદ્વાન એડવોકેટ અનિલ કુમાર, આ કોર્ટ, — અરે જીવ જંતુમાં પણ ભેદ જોતો નથી; પ્રચંડ ગુન્હેગારને ગુન્હેગાર માનતો નથી; કંઈક કાયના પલટા લેતો, આ દેહ; અને તેનું તેજ; આખર તો સત્વ ગુણી છે; તે સતત્ તમામ સરિતાઓનાં સલિલ જ્યમ — એક જ સાગરમાં ભળી જાય છે; ઝેર અને અમૃત મારે મન સમાન જ છે.

[ કલિકાનાં નેત્રમાં અશ્રુ ઉભરાય છે; અદ્રશ્ય એક હિબકું કોર્ટ સાંભળે છે. માયા કલિકાને પડખામાં લેછે અને તેનાં અશ્રુઓ લુછે છે. ]

**અનિલ** : My Lord! My Lord!! અહીંયા 'અમૃત' અને 'ઝેરનો' સવાલ જ ક્યાં છે! કોર્ટ વિના કારણ પોતાનો વખત બરબાદ કરે છે; કોર્ટે તો માત્ર કાયદા અનુસાર આ ગુન્હેગારે રાજ્ય-દ્રોહ કર્યો છે, કે કેમ, તે જ જોવાનું છે; અને સંપૂર્ણ રીતે ગુન્હો સાબીત થઈ ચૂકયો જ છે; ગુન્હેગારે, એ ગુન્હો મંજુર રાખ્યો હોય; તો માત્ર તેને શિક્ષા જ ફરમાવવા રહી. Law is Law.

**ન્યાયધીશ** : (કરડી નજરમાં શાંતી દાખવતાં) અનિલ કુમાર ! આપ ધીમો બોલો; તમો મહા કાયદા શાસ્ત્રી છો;

માટે જ તમોને સરકાર મા બાપે; આ હોદ્દો આપી, તમારી કદર કરી છે. આપ ઉભા ઉભા થાકી જશો — જરા ખુરશી પર બેસી મુકદ્દમો ચલાવો — ખુરશી પર બેસો મારાં વિદ્વાન કાયદાશાસ્ત્રી! (પુષ્પધન) વિદ્વાન યુવક! તારાં જ્ઞાન અને કર્તવ્યની હું તારીફ કરૂં છું; પરંતુ તેં દુનિયાની આ લડાઈ સંબંધી જાહેર લેખો લખી, આ રાજ્ય તંત્રનો વિરોધ્ધ કર્યો છે, તે તું મંજુર રાખે છે? બોલ તેવાં ભાષણો તેં આપ્યાં છે?

**પુષ્પધન** : ભાષણો કર્યાં અને લેખો જાહેરમાં અવસ્ય લખ્યા છે; તે રાજ્ય તંત્રનો વિરોધ્ધ કરવા નહિ, પણ સહુ કોઈને શાંતીનો માર્ગ દાખવવા. મેં વિરોધ કર્યો જ નથી, માત્ર ઉપાય સુચવ્યા છે; અને ભૂલો બતાવી છે — માત્ર નિઃસ્વાર્થ સેવા ભાવે જ રાજ્ય તંત્ર ચાલી શકે, તો તમામ રાજ્યોની — ખટપટ મટી જાય. લડાઇનો અંત આવે. સારાય વિશ્વને માત્ર એક 'પ્રેમ ભક્તિ' જ જીતી શકે.

**અનિલ** : (ખુરશી પર બેસતાં, પોતાનાં કાગળનાં બંડલ બાંધતો) I want an appeal; આ કેશ હું વડી આદાલતમાં લઈ જવા માગું છું. appeal, મારો કેશ માર્યો જાય છે. Law is Law.

**ન્યાયધીશ** : (મૂછમાં હસતાં) કોર્ટ તે વાત પર પૂરો વિચાર કરશે. (પુષ્પધનને) કોર્ટ, તારા પર રહેમ કરે, તેવું તું ઇચ્છે છે, યુવક?

**પુષ્પધન** : બીલકુલ નહિ. જરા પણ નહિ, અંશ માત્ર પણ નહિ.

**ન્યાયધીશ** : ત્યારે! હવે તારે કંઈ કહેવું છે?

**અનિલ** : (બૂમ મારતો) Humbug! all nonsense! My Lordship! આ ગુન્હેગારની હું Medical Examination

માગું છું – ગુન્હેગારનું મગજ અસ્થિર જણાય છે. દંડનાં ભયથી તે ડરી ગયો છે, અને કદાચ Heart fail નો ભય ઉભો થાય છે.

**ન્યાયધીશ** : (અનિલને) That is my look out. તમારા મુદ્રાઓ પર કોર્ટ બારિક વિચાર કરશે. (પુષ્પધનને) બોલ, હવે તારે કંઈ કહેવાનું રહે છે ?

**પુષ્પધન** : એટલું જ કે; માનવતાની પ્રચંડ શક્તિ, 'પ્રેમ'માં ભરી છે; ઇશ્વરનું સ્વરૂપ 'પ્રેમ'મય છે; વિશુદ્ધ સ્નેહમાં જ ઈશ્વરનો જ્ઞાનની દૃષ્ટિએ સાક્ષાત્કાર થઈ શકે – મનુષ્યની ફરજ – એજ મારી ફરજ, હું સહુ કોઈને 'પ્રેરા' કરૂં છું – મારૂં કર્તવ્ય તો સેવાનું છે; એ જ 'મુક્તિ–માર્ગ' છે. દયા, ક્ષમા, શિલતા; શાંતી, એ તમામ પ્રેમ લક્ષણા ગુણો છે; તેથી પ્રેમ ભક્તિ ઓપે – My lord હું તમામ જીવોની સેવા જ ચાહું છું. મારી આ ફરજ બજાવતાં મને કોઈ કાયદાનું બંધન નથી, હું તો કુદરતને કાયદે ચાલું છું.

**ન્યાયધીશ** : પણ તેજ પરમાત્માએ આ રાજ્ય સત્તા ઘડી, શાશન તેઓને સોંપ્યું છે કે કેમ ?

**પુષ્પધન** : શાશન સોંપનાર, તેજ ઇશ્વર, અને પાછું ખેંચી લેનાર પણ તે જ મહા શક્તિ – કુદરત વિરૂદ્ધનું શાશન આખર નાશવંત છું; ઇતિહાસ કહે છે, જીવન એ વો નીતિ અને અનીતિનું યુદ્ધ છે. નીતિનું શાશન ચાલી શકે, અનીતિનું શાશન પડી ભાગે. કંઈક શાશન પડી ભાગ્યાં, અને કંઈક ઉભા થયા. કોઈને અમર પટો નથી.

**ન્યાયધીશ** : ત્યારે આ રાજ્ય સત્તા ભૂલો કરે છે, તેમ તમારૂં માનવું છે ?

**પુષ્પધન** : તે પોતાનો, સ્વાર્થ જુવે છે. એક આંખે, દુનિયા જોવી, એ મહાપાપ — હું રાજ્ય તંત્રનો દુશ્મન નથી પણ રાજ્ય તંત્રમાં રહેલી અનીતિને દુશ્મન છું. 'અમૃત' અને 'ઝેર', માંથી

ઝેરને દૂર કરી – કરી હંસવૃત્તિથી સાર ખેંચવો. એ મારો ધંધો છે. આ મારૂં કર્તવ્ય છે.

**ન્યાયધીશ** : તું દંડ ભરવા રાજી છે ? કદાચ તારો બચાવ થઈ શકે !

**પુષ્પધન** : મારાથી દંડ ભરાય તેમ નથી – દંડ ભરવો, તે મારે માટે ગુન્હો છે, – મારા જ્ઞાન અને જાતનું તે અપમાન છે.

**રસધનશેઠ** : હું બધુ ભરી આપીશ – સાહેબ ! કોર્ટે મારી છોકરી પાસેથી રૂપીયા બે હજારની જામીન લીધી છે, તે જમે કરો. અને આ મારા યુવાન ઈજિનેરને છોડી મૂકો. ( આંસુ લુવે છે. )

**ન્યાયધીશ** : ( રસધન શેઠને. ) વૃદ્ધ સજ્જન – જરા શાંત થાઓ – આ કોર્ટ છે. કોર્ટ બધો વિચાર કરશે.

**અનિલ** : That is what I say. હું એ જ કહેવા માગું છું – આ કાયદાની કોર્ટ છે – ( બેસી ટેબલ ઠોકે છે. ) Law is Law અને My lordship મારા બીજા Points માં – મારી Credit નો દાવો – રસધન શેઠે, મારાં લગ્ન જાહેર કરી – તેની પુત્રી કલિકા મારફતે મારૂં જે ભયંકર અપમાન કર્યું છે; તેમાં, પણ આ યુવકનો હાથ છે...બમણો ગુન્હો ! Double Crime ! question of credit !

**ન્યાયધીશ** : ( મૂછે હાથ, ફેરવતાં, સ્મિત વેરી. ) My learned advocate ! Point of order. તમો તમારી Credit નો દાવો પછી માંડી શકો છો – કોર્ટ તમોને મંજુરી આપશે. ( જ્યુરીનાં ગૃહસ્થોને. ) સજ્જનો ! તમોએ વિદ્વાન એડવોકેટની તમામ દલિલો સાંભળી છે; અને આ યુવક પણ તમારી સમક્ષ ખડો છે, તેને ઉલટ પાલટ તપાસ્યો છે; તમોને તમારો મત આપવા પાંચ મિનિટ આપવામાં આવે છે.

[ જ્યુરી ઉઠે છે; 'ટક' 'ટક' અવાજ કરતી ઘડીયાળનો કાંટો – આગળ વધે છે; કાળનાં વહેતા પ્રવાહમાં પાંચ મિનિટ શાંતીથી પૂરી થાય છે, જ્યુરી પાછી ફરતાં, તેનો મુખ્ય પુરૂષ. ]

**જ્યુરીનો વડો** : Guilty. દોષિત.

[ કોર્ટ – અને શહેરીઓ ચોંકે છે; અનિલ-કુમાર સ્મિત કરે છે; શહેરીઓ શાંતીથી ન્યાયધીશનો ઇન્સાફ સુણવા આતુર નેત્રો કરે છે; કલિકા ગંભીર. ]

**ન્યાયધીશ** : (કાગળ પર ઇન્સાફ લખી વાંચતાં.) ગુન્હેગાર, એક નિસ્વાર્થ યુવક છે, કોર્ટ તેનાં તરફ માનભરી દ્રષ્ટિએ જુવે છે; અને તેનાં સ્વભાવ પ્રત્યે સ્નેહ દર્શાવે છે.

હું માનું છું, ગુન્હેગારનું હૃદય તદ્દન સાફ છે. અને તેનું જ્ઞાન પણ વીરલ છે. ગુન્હેગારે સમજપૂર્વક પોતાનો કાયદેથી બચાવ કર્યો નથી; તેવો મને તેની ઉલટપાલટ તપાસમાં ભાસ થાય છે; કદાચ આ કાનુનોની કોર્ટમાં પણ તેને પોતાનો હિસ્સો આપવાની બીલકુલ ઇચ્છા જ નથી; માટે તેણે આ પગલું લીધુ છે. ગુન્હેગારની, પ્રભુની Council અદાલતની દલિલો બહુ જ અસર કારક છે; અને નિઃસ્વાર્થ રાજ્યતંત્રની વાતો બહુજ વિલક્ષણ રીતે તેણે કોર્ટમાં રજુ કરી છે. આવા યુવક માટે આંધળો કાયદો અને તેનો અમલ ખરેખર ન્યાય-ધીશના ન્યાય, એટલું જ નહિ પણ કાયદા ઘડનાર સર્વોપરિ કાઉન્સીલનો પણ તે ન્યાય તોલી દે છે.

આ કોર્ટ આ કેશને એક વિલક્ષણ પ્રસંગ તરીકે વર્ણવે છે; અને આવા ગુન્હેગારો માટે બહુ બારિક દ્રષ્ટિએ કાયદાઓનો અમલ કરવા – અન્ય કોર્ટોને ભલાવણ કરે છે. આ કેશ ચલાવતાં, મને જણાયું છે કે પીનલ કોર્ટ, અને સીવીલ પ્રોસીજરમાં વર્ણવેલાં કાયદા અને ઇન્સાફની

વાતો હજી કેટલેક અંશે ખામીઓથી ભરપુર છે; અને મુખ્ય Council નું હું આ વાત તરફ બહુજ બારિક દ્રષ્ટિએ ધ્યાન ખેંચું છું.

ગુન્હેગાર ઉપર રાજ્યદ્રારી તેહોમત મૂકાયું છે; અને તે ગુન્હા માટે તેનાં ઉપર કામ ચાલ્યું છે; છતાં કોઈ પણ સ્થળે તે બળવાખોર કે Anarchist પૂરવાર થયો નથી–આ કેશની વિગતો, મુખ્ય Council પર અપૂર્ણ કાયદાઓનો ઉંડો – પૂરેપૂરો વિચાર કરી, તેમાં યોગ્ય ફેરવાર કરવા રજ્જું કરવા યોગ્ય જણાયાં છે.

— છતાં જે કંઈ કાયદાઓ અને ઇન્સાફની શરતો આ અદાલતનાં ન્યાયનાં પુસ્તકોમાં મોજુદ છે, તેને ધ્યાનમાં લઈ મારે તેને ગુન્હેગાર ઠરાવવો પડે છે; અને કંઇક શરમાયું પણ પડે છે. જ્યાં સુધી આ અદાલતનાં કાયદાઓનું શાશન છે, ત્યાં સુધી, ખરી વિગત સમજી હું તેને ગુન્હેગાર ઠરાવું છું; અને છ માસના પહેલા વર્ગની જેલમાં યા તો બે હજાર દંડ જાહેર કરૂં છું. સજાનો અમલ બહુ રહેમ અને માન ભરી રીતે કરવા મારી સૂચના છે.

[ ન્યાયધીશની આંખોમાં આસું આવે છે; તે તરફ કોર્ટનું ધ્યાન ખેંચાય છે, સહુ કોઈ પોતાનાં શીર નીચે ઝૂકાવે છે, પોતાનાં આંસુઓ લુચ્છતો ]

**ન્યાયધીશ** : પરાધીન દેશની અદાલતો, ન્યાયથી સંપૂર્ણ નથી; એટલે ન્યાય તોલતો ન્યાયધીશ–આ કેશમાં ઇશ્વિરની આદાલતે ગુન્હેગાર ન ઠરે; તે માટે ન્યાયધીશ તરીકેની આ મારી છેલ્લી ફરજ બજાવી – વડી અદાલત પર, સાચ્ચા ન્યાયને ખાતર, આ મારૂં, મારી ફરજનું હવે રાજીનામું છે.

[ કોર્ટમાં હાહાકાર પ્રવર્તે છે. ]

**અનિલ** : ( વિલક્ષણ અવાજ કરતો ) My Lord ! My Lord ! રાજીનામું !

**ન્યાયધીશ** : (પોતાનો પોશાક ઉતારતો) – અને મારા દેશ પ્રત્યે મારી પણ કંઈક ફરજ છે, એમ મને સમજાય છે – ગુન્હેગાર યુવકનો પોલીસ કબ્જો લે, તે પહેલાં હું મારી ફરજથી મુક્ત થવાનું યોગ્ય ધારૂં છું; (બધો પોશાક ફેંકી દે છે.) અને હવે આ પરતંત્ર દેશનાં ન્યાયધીશ નહિ પણ એક નાગરિક તરીકે મારો સ્વતંત્ર અભિપ્રાય રજાુ કરૂં છું, કે દેશભક્તિ તે કંઈ પણ ગુન્હો નથી.

[ન્યાયધીશ – પોશાક છોડી ચેમ્બરમાં ચાલ્યો જાય છે.]

**પુષ્પધન** : (આંખમાં આંસુ સહિત) સિપાઈ ભાઈએ ! તમો મને મળેલી સજાનો અમલ કરો. તમારી ફરજ બજાવો.

[સિપાઈઓ પુષ્પધનની આસપાસ ફરી બળે છે સહુનું ધ્યાન ખાલી પડેલી ન્યાયાધીશની ખુરશી પર પડેલા પોશાક તરફ જાય છે.]

**અનિલ** : (બૂમ મારતાં) વિચિત્ર ! Wonderful ! !

[કોર્ટમાં ભયંકર હાહાકાર પ્રવર્તે છે; અને લોકોનાં ટોળે ટોળા ઉપર ધસી આવે છે. પોલીસ પાર્ટી એકાએક દેખાય છે. કલિકા, માયા રસધન આ બનાવા તરફ ફાટી આંખે જોઈ રહે છે.]

(પડદો પડે છે)

## અંક ૩ જો

### પ્રવેશ ૩ જો

[ જેલખાનાની બંધાતી હુન્નરશાળા પર કેદી સ્વરૂપે, ઉભેલો એન્જીનીયર પુષ્પધન બાંધકામની લાઈન દોરી આપે છે; કડીયા ચણતર કામમાં મશ્ગુલ; મજુરો અને કેદીઓ ઇટ, ચુનો, પત્થર, અને લાકડા ઉપાડે છે. ]

**પુષ્પધન :** (પ્રેમથી) ભાઈઓ ! રાજ્યસત્તાને દુશ્મન સમજી મજુરી આપવી એ પણ પાપ છે, આપણે રાજ્યસત્તાના દુશ્મન નહિ, પરન્તુ તેમાં રહેલાં અન્યાયનાં દુશ્મન છીએ – અન્યાય તો માત્ર પ્રેમથી જીતાય – બંધુઓ હૃદયપૂર્વક કામકાજ કરજો – આજનાં જેલખાનાઓ પણ કંઈક સુધારા ચાહે છે. આપણે સર્વ મળી – તે સુધારાં કરાવીશું. આપણે જે મકાન બાંધીએ છીએ, તે જેલખાનાની હુન્નરશાળા ભલે રહી, પણ તે એક ઉદ્યોગનું કેન્દ્ર બનશે, એમ વિચારી કામ કરજો. (કડીયાની પીઠ થાબડે છે.)

**કડીયો :** વારૂ. મોટાભાઈ ! (કડીયો કામકાજમાં મગ્ન થાય છે.)

[ ત્યાંથી થોડે દૂર પાયો ભરતાં મજુર મજુ-રણો ગીત ગાય છે. ]

**મજુરવૃન્દ :** (ટોપલાઓ ઉપાડતાં)

**ગીત**

એ પંખી ઉડ્યાં ! (૨)

**કેદીઓ :** (ખોદતાં)

અમૃત સરમાં ઝુલ્યાં;

* * *

મજુરો : આભલાંને આરે ઉડ્યાં;
કેદીઓ : પ્રભુતાને દ્વારે ઝુક્યાં.
* * *
એક મજુરણ : (ટોપલો ઉપાડતાં)
ચાંચલડીમાં ચાચ મિલાવી;
વૃદ્ધ કડીયો : (કોતરતાં)
પાંખલડીમાં પાંખ ભરાવી;
* * *
સહુ : ઉંચે એ વ્યોમે ઉડ્યાં;
પ્રેમી જનની ભોમે ઝુક્યાં.
* * *
મજુરો : એ પંખી ઉડ્યાં (૨)
કેદીઓ : અમૃત સરખાં ઝુક્યાં.
સહુ : એ પંખી ઉડ્યાં.

[ પત્થર પર પડતા છીણી અને હથોડાનાં ઘા કાને અથડાય છે; કેદીને મળવા આવેલી કલિકા; અને માયા દર્શન દે છે. ]

કલિકા : (પુષ્પધનને જોઈ, બાવરી જેમ દોડતાં) પુષ્પધન ! મારા એન્જીનીયર ! (હાથ પકડી તેનાં ચરણમાં બેસી જાય છે.)

પુષ્પધન : (તેનો એક હાથ હાથમાં રાખી, શિર પર પ્રેમથી હાથ ફેરવતો) કલિકા ! M. A. પાસ થયાં ને ? અભિનંદન. મેં છાપામાં તમારો ફોટો જોયો. પાસ થયાનાં સારા સમાચાર વાંચ્યા.

કલિકા : (હાથ ચૂમતી) તમારા પત્રોને પ્રતાપે; એ સૌભાગ્ય મળ્યું. મારી Thesis ઉત્તમ પૂરવાર થઈ.

**પુષ્પધન** : (માયાને) માયાબ્હેન ! બેસો, આજ આ કેદીને મળવા આવ્યા તેથી મને બહુ આનંદ થાય છે. માયા ! તું હવે સાગર સાથે લગ્ન કરી સુખી થા—બ્હેન !

**માયા** : તમારા આષિશ જોઇએ.

**પુષ્પધન** : આષિશ તો પ્રભુની; મારી તો શુભેચ્છા ! કલિકા ! સાગરને સમજાવશો ને ?

**કલિકા** : જરૂર. સાગર, માયાનાં લગ્નનો અવશ્ય સ્વિકાર કરશે.

**પુષ્પધન** : એડવોકેટ અનિલભાઈ કેમ છે ? મી. Law is Law — (સહજ હસે છે.)

**કલિકા** : તે દેશદ્રોહીનું નામ વળી પાછું ? અને તે આટલા પ્રેમથી ? એ તો તમારો દુશ્મન છે.

**પુષ્પધન** : (સ્મિત કરતો) કોણે કહ્યું; અનિલ મારો દુશ્મન છે, તે પણ આપણો જ એક ભાઈ. તેનાં પ્રત્યે પ્રેમભર્યું વર્તન રાખજો – કલિકા !

**કલિકા** : પુષ્પધન ! તમે માણસ નહિ, પણ દેવ છો.

[કલિકા ગળગળી થાય છે.]

**પુષ્પધન** : પામર મનુષ્યની આટલી પ્રશંસા શોભે નહિ. કલિકા ! બાપુજી કેમ છે ? મજામાં છેને સહુ ?

**કલિકા** : બાપુજીનું શરીર લથડી ગયું છે. બહુ અફસોસ કરે છે, તે તમારી બાબત.

**પુષ્પધન** : તેને આશ્વાસન આપજો, કલિકા !

**માયા** : આ કોનું બાંધકામ ચાલે છે ?

**પુષ્પધન** : જેલખાનાની હુન્નર શાળા. અહીયાં કેદીઓ, હુન્નર ઉદ્યોગ શીખશે.

કલિકા : અહીયાં આપનું શરીર લેવાઈ ગયું છે; તમોને ખોરાક બાબત અડચણ હોય તો બંદોબસ્ત કરૂં.

પુષ્પધન : મને કંઈએ અડચણો નથી. કલિકા! પ્રભુનું ધામ; પ્રભુથી જ ભરેલું હોય — નર્કને સ્વર્ગ, બનાવવું એ માનવીની ફરજ છે. આ સઘળા કેદીઓ, સાથે, મારે 'પ્રેમ થયો છે; સહુને ભણાવું છું, શિખવું છું, અને શિક્ષણ પામતો કાળ પસાર કરૂં છું – મને તો આનંદ અને આનંદ જ છે.

કલિકા : આપ એક 'યોગી' પુરૂષ છો.

પુષ્પધન : નહિ. એક પામર મનુષ્ય; તમારાયે ચરણોમાં રહેવા જેવો. મારે તો સહુની ચરણ રજ જોઈએ છે.

[ કલિકાનાં નેત્રમાં હર્ષ મિશ્રિત પ્રેમ અશ્રુઓ ઉભરાય છે. ]

કલિકા : પ્રભુ ! તમોને સુખી રાખો.

પુષ્પધન : તમારા મકાનો પૂરા થયાં ?

કલિકા : હોસ્પીટલ પૂરી થઈ. પાઠશાળાનું બાંધકામ હવે પૂરૂં થશે — ફુવારાનું ચણતર ચાલે છે.

પુષ્પધન : ફુવારા પર આરસની પરી. તેનાં એક હાથમાં; જ્ઞાન જ્યોત, અને બીજા હાથથી સરી જતો ગંગાનો પ્રવાહ – આ યાદ રાખજો.

કલિકા : 'પરી' તે કોણ ?

પુષ્પધન : કોઈક એક પ્રેરણા મૂર્તિ. મારા જીવનનું તે પ્રતિક. કલિકા ! મેં તમોને મારાં ગુરૂ બનાવ્યાં છે, હવે.

[ કલિકા શરમાય છે. ]

કલિકા : એમ કેમ બોલો છો ?

પુષ્પધન : યોગ્ય પુરૂષ માટે, એક યોગ્ય સ્ત્રીનું દર્શન સદા મંગલકારી – કલિકા ! મને આશિષ આપો. હવે તમારો સમય પૂરો થાય છે. ( સામેથી જેલર આવે છે. )

જેલર : બ્હેનો ! તમારો સમય પૂરો થયો. કેદીને કામ કરવા દો.

કલિકા : ( કંપતે હૈયે ) અમો જઈશું હવે ?

પુષ્પધન : પ્રભુ તમોને સુખી રાખે; અને ( જતી કલિકાને ) કલિકા ! માયાની સંભાળ રાખજો. હં.

માયા : આપ ચિંતા ન કરો. કલિકા બ્હેન મારાં મોટા બ્હેન છે; હવે. ( પ્રણામ કરતી ) અમો જઈશું.

પુષ્પધન : સુખી રહેજો.

[ કલિકાની આંખોમાં આંસુ સરે છે; માયા રડે છે; બંનેને જતી જોઈ પ્રભુને સ્મરતો. ]

પુષ્પધન : પ્રભુ, સહુને સુખી રાખો.

[ પુનઃ પુષ્પધન કામે ચઢે છે... કડીયા, કેદી, મજુરો કામકાજ કરે છે, ગીત નાદ સંભળાય છે. ]

ગીત

મજુરબંદ : બે પંખી ઉડ્યાં, ( ૨ )
અમૃત સરમાં બુડ્યાં.
બે પંખી ઉડ્યાં...! બે,

આભલાને આરે ઉડ્યાં !
પ્રભુતાને દ્વારે બુડ્યાં !

ચાંચલડીમાં ચાંચ મિલાવી !
પાંખલડીમાં પાંખ ભરાવી !

ઉંચે એ વ્યોમે ઉડ્યાં !
પ્રેમી જનની ભોમે ઝુડ્યાં !

× × ×

એ પંખી ઉડ્યાં !
અમૃત સરખાં ઝુડ્યાં !
એ પંખી ઉડ્યાં !

( પડદો પડે છે. )

## અંક ૩ જો

### પ્રવેશ ૪ થો

[ રાત્રીમાં ખીલતી ચંદાને જોતી બગીચામાં કલિકા ફૂલની કંઈક પાંખળીઓ પર પડેલાં ઝાકળ બિન્દુડાંઓને – પોતાનાં સાડીની પાલવથી લૂછે છે. શ્રાવણનો ચંદ્ર આકાશમાં ચમકે છે – અને વ્યોપમાં કંઈક વાદળીઓ દોળ ધામ છે. ]

કલિકા : ( ગીત મગ્ન )

**ગીત**

ખીલે છે પૂર્ણિમા !
હૈયાં ઉદ્યાનમાં.
આશાની પૂર્ણિમાં !
હૈયાં ઉદ્યાનમાં.

મંદ મંદ બંસરીનાં સૂર દૂર બાજે;
મીઠી શી રેલ્ય ! નાદ અંતરનાં ગાજે;

કોનાં છે બંસીના સૂર ?
ખંજરી ગાજે છે દૂર દૂર દૂર !

× × ×

અંતર પુનમ ચાંદ !
હૈયાં ઉદ્યાનમાં.
આશાની પૂર્ણિમાં !
હૈયાં ઉદ્યાનમાં.

( ફુલડાંને હૈયાં સાથે સહેજ દબાવતી ઢળી ગયેલા નેત્રોએ ) હૈયામાં પૂર્ણિમાં પ્રગટી – અને તેમાંથી નીકળી કોઈ પ્રેમ જ્યોત ! જાણે જગતે

અદ્દ્ભુતએક પૂર્ણિમાની જ્યોત્સના જોઈ ! હૈયું ડોલી ગયું; સંસારમાં ચોમેર પ્રકાશ છવાયો. ( પૂરો ચંદ્રમાં ખીલે છે. )

[ કલિકા વિચાર મગ્ન ફૂલ પાંદડીઓ સાથે રમે છે. ]

**આ કોનાં તપ ? શાને કાકણે ?** ( કંઈક થંભી, આત્મ સંતોષે પામતી ) **संतो तपसां भूमिं धारयति ।** ( વિચારતી ) જેલમાંથી છૂટેલા પુષ્પધન હજી કેમ ન આવ્યા ! ( વિચારે છે. )

[ પુષ્પધન શાંત કુદરતની શોભા નિહાળતો પ્રવેશે છે. ]

**પુષ્પધન** : ( સ્વગત ) જેલમાંથી આખર છૂટ્યો. ( પોશાક સામો કરે છે ) ( એક પુસ્તકને જોતો ) આ અદ્દ્ભુત ગ્રંથ – કલિકાને આપી દઉં. વીર – પસલી. પસલી આપું. અને તેની રક્ષા બંધન હાથ પર બાંધુ; મારૂં એ સદ્દભાગ્ય.

[ આગળ ડગલાં ભરી ગીત ગણગણતાં ]

### ગીત

સખીરી ! સૂણજે તું સંગીત !
બજાવું સતાર હું દૂરથી.
સૂરીલું આ ગીત !
તવ હૈયેથી લાધ્યું.

[ કલિકા શાંત ચિત્તે પુષ્પધનનાં દર્શન કરે છે ને સહેજ આમ વૃક્ષની આંથે પોતાની કાયા છુપાવે છે ગીતની મસ્તી આગળ વધે છે. ]

**પુષ્પધન** : પંખીડાંનું ગીત !
કો પંખીની માયા !
પંખીડાંની પ્રીત !
કલરવ ઉભરાયા.

[ દૂર એક મોરલો કળા પ્રચારે છે; પાસે ઉભેલી ઢેલ તેની ચાંચમાં નટરાજ મયૂરનાં આંખમાંથી સરતાં પ્રેમાંશ્રુઓ ચૂમે છે, ઢેલ ઢળી સ્તબ્ધ મોરલાને નિહાળે છે. ]

હૃદય પટે કો ઢેલ નાચી;
મયૂર કરે ઝણકાર.
શ્રાવણ કેરી સરવર સૃષ્ટિ;
વર્સન્તી ચોધાર.

[ વાદળમાંળી ઝરઝર ઝરમ સહેજ બિન્દુ ઝરે છે. ]

વાદળ ગરજ્યાં, બીજ ઝબુકી;
વર્ષાની થઈ હેલી.
રસિક દીસે સૌ રસ ભીનાં;
શું કુદરતી કરતી કેલી !

[ સ્તબ્ધ પુષ્પધન વ્યોમની શોભા એક મીટમાંડી જોઈ રહે છે. કલિકા–પુનઃ પુષ્પ ચૂંટતી, ગીતનું પુનરાવર્તન કરતી. ]

કલિકા : ( ફૂલ ચૂંટતા )

સખીરી સૂણજે તું સંગીત !
બજાવું સતાર હું દૂરથી;

પુષ્પધન : } સૂરીલું આ ગીત !
કલિકા : } તવ હૈયેથી લાવ્યું.

પુષ્પધન : ( ગીત મગ્ન કલિકાને ડોલતી જોઈ )

કલિકા : હૃદય પટે કો ઢેલ નાચી;
મયૂર કરે ઝણકાર !
શ્રાવણી કેરી સર વર સૃષ્ટિ,
વર્સન્તી ચોધાર.

[ બંને એક બીજા સમક્ષ દોળી હાથમાં
હાથ પરોળે છે. વ્યોમનો ચંદ્ર ખળ ખળ
હસે છે. ]

**પુષ્પધન** : ( સસ્મિત ) કલિકા ! એકાંતમાં શું કરે છે ?

**કલિકા** : ( ફુલડાંથી ખેલતાં ) એકાંતમાં અનંતનાં સૂર સાંભળું છું.

**પુષ્પધન** : કોનાં એ અનંતનાં સૂર ?

**કલિકા** : કોઈ તપસ્વીએ, તપ માંડ્યાં છે; ઈંદ્રાસન યા તો અપસરા એ ચાહે છે – પ્રભુ જાણે, પણ સૂર જોતાં કોઈ પરબ્રહ્મનાં છે. જેલમાંથી છૂટ્યા. બહુ આનંદ થયો; પુષ્પધન.

**પુષ્પધન** : ઇન્દ્રાસને નહિ અને અપસરા એ નહિ – યોગી તો સહુ કોઈની સેવા માગે; અને તેને જેલ કે મહેલ બધુ સમાન; કલિકા, હું તો સેવા ચાહું છું.

**કલિકા** : અને યોગીને સેવા ન મળે તો ?

**પુષ્પધન** : તો તપની પૂર્ણાહુતિ નથી – ( પોતાના બાહુમાં બે હાથે પકડેલું એક પુસ્તક કલિકાને ચરણે ધરતો. ) કલિકા ! તારા પિતાશ્રીનું કામકાજ પુરૂં થયું – વધુ કામકાજ માટે તેને કોઈ બીજો એન્જીનીયર શોધી લેવા કહે જે – અને હવે હું જઈશ – પણ જતા પહેલાં, બ્હેન ! લે, આ તારી વીર પસલી ! અને બ્હેન ! જે હાથે આ ગંગા પ્રવાહ ચાલ્યો છે તે ને તું તારાં રક્ષા બંધન દે; નહિ તો તે હાથ દુનિયામાં નહિ શોભે.

[ પુષ્પધન કલિકાને ચરણે ઢળી પડે છે. ]

**કલિકા** : ( સહેજ દૂર ખસી જતી ) પુષ્પધન ! વીર – પસલી હું નહિ, સ્વિકારૂં. તમોને પિછાની શકી નથી. તમો મારા શું સંગા છો ? આમ વીર – પસલી આપવાનું કંઈ પ્રયોજન ?

**પુષ્પધન** : ( આંખોમાં અશ્રુ ભરી ) કલિકા ! સરસ્વતી ! તું આ ભેટ નહિ સ્વીકારે તો દુનિયામાં દુઃખ ઉતરી પડશે. આ તારીજ વીર – પસલી છે – કોઈ પૂર્વજન્મનાં પૂણ્યનાં ઘોષ મારાં હૃદયમાંથી નીકળી ગયો છે; કલિકા ! સરસ્વતીને ચરણે જ સરસ્વતી શોભે. આ પુસ્તકને તું તારા પાલવમાં લે. અને બ્હેન ! મને આશિષ દેજે. તારા જીવનની શાંતી માટે હું પ્રભુની પ્રાર્થનાં કરૂં છું. મારી શાંતી તો કોઈ દૂર અનંતમાં છે.

કલિકા : જ્ઞાની ! શાંતી પાળવા એકલા જાવું છે; અને હજી તપ તપવું છે; પણ અહીં કોઈ અશાંત જીવનું પછી શું ?

**પુષ્પધન** : આ ભેટ તને શાંતી આપશે – કલિકા !

કલિકા : ( પ્રેમથી પુસ્તકનો સ્વિકાર કરતી ) હું જાણુતી હતી. તમો તપતપો છો: તમારા પત્રોની પરંપરા – એ તમારી કલાની પ્રસાદી હતી — પુષ્પધન ! ભેટ સ્વિકારૂં છું, વીર – પસલી નહિ – સમજ્યા; તેને હું આજથી દેવ સેવામાં મૂકું છું. મારી ભગવદ્‌ગીતા – ! સંસારમાં જે હું શોધું છું, તે મારો મૂક્તિ – માર્ગ. તમારો, આ લોક – પરલોકનાં પાવનકારી મંત્ર, પુષ્પધન હું સ્વિકારૂં છું.

[ કલિકાની આંખમાં આસુ આવે છે, તેને લુચ્છતો. ]

**પુષ્પધન** : કલિકા ! તું કેમ રડે છે ?

કલિકા : તમો રિસાઈ ચાલ્યા જાઓ છો, તે માટે ?

**પુષ્પધન** : આ તારી કેવી વાત !

કલિકા : એ વાત નથી, સત્ય છે.

**પુષ્પધન** : પરન્તુ મારે તો ફરીથી જેલ જવાનું બને. આપણો દેશ – આપણાં માનવી. આપણું પરતંત્ર હિંદ.

**કલિકા** : તો મને પણ સાથે જ લો. હું પણ તમો સાથે જ તે સેવા કરીશ.

**પુષ્પધન** : આવજે.

**કલિકા** : ( શાંત બની ) આભાર—

**પુષ્પધન** : ( જતાં જતાં ) મને તારાં અંતઃકરણમાં શોધજે, કલિકા ! હું પુરૂષ નથી, તું સ્ત્રી નથી, આપણે ઇશ્વરનાં માણસો છીએ. પ્રભુનો પુષ્ણ મંત્ર ગાશું, અને જીવનનો કાળ વિતાવશું.

[ પુષ્પધન ચાલ્યો જાય છે. ]

કલિકા : ( જતાં પુષ્પધનને જોતી ) આ અદ્દ્ભુત યુવક ! મોહ માયા નહિ – માત્ર કર્તવ્યનું પાલન – એજ તેની ફરજ. હું તેને ન છોડી શકું —

[ પુષ્પધનનાં પુસ્તકનાં પાનાં પુનમની ચાંદનીમાં તે વાંચે છે. ]

[ એડવોકેટ અનિલ કુમાર પોતાનાં મુખમાંથી લાંબી ચીરૂટ ફેંકી દેતો પ્રવેશે છે. ]

**અનિલ કુમાર** : ( સ્વગત ) અફસોસ ! કોર્ટનાં ન્યાય મંત્રીએ, દેશ સેવાનો મંત્ર સ્વિકારી પોતાનું રાજીનામું આપ્યું. માત્ર હું જ અ પાખંડી ! ( કલિકાને જોઈ ) બ્હેન ! કલિકા !

કલિકા : ( આંખો ખેંચતી ) કેમ આવ્યા છો ?

**અનિલ કુમાર** : ( શાંતીથી ) ભૂલો સુધારવા.

કલિકા : ઇશ્વર તમારું કલ્યાણ કરો.

**અનિલ કુમાર** : તારા પુષ્પધને, મારા હૈયામાં સૂર નાખ્યાં, બ્હેન ! મને તારા રેંટીયા વર્ગમાંથી ખાદી દે – આ સ્વાંગ, મને ન જોઈએ – હું પણ એક હિંદી છું.

કલિકા : આપીશ.

અનિલ કુમાર : અને બ્હેન! મારી આ વીર – પસલી સ્વિકાર. ( ખીસામાંથી નોટોનાં બંડલ કાઢી કલિકાને ચરણે ધરતો. ) તારા પૂણ્ય કામમાં તેનો સદ્દુપયોગ કરજે. આ રૂપીયા પચાસ હજારની રકમ — પુષ્પધનને કહે – તે લોક સેવા માટે 'સેવાશ્રમ' બાંધે.

કલિકા : ( રૂપીયા લેતી ) વીર – પસલી સ્વિકારૂં છું, ભાઈ. તારી ઇચ્છા મૂજબ તેનો ઉપયોગ કરીશ.

અનિલ કુમાર : ( પોતાનો વિલાયતી કોટ ફેંકી દેતો – ટાઈ કાઢી ફેંકતો ) આ કપડાંની તું હોળી કરજે – પરદેશી અભ્યાસે, અને વિલાયતી વાતાવરણે, હવે દેશ તંગ થયો છે, તેનું મને ભાન પુષ્પધને કરાવ્યું છે. બ્હેન! હવે હું જઈશ – માત્ર આ યુનિવરસીટી અને તાલિમખાના વિરૂદ્ધ હવે હું લડત ઉપાડીશ – આપણે સહુ દેશી છીએ, આગણી ભાષા; આપણો પોશાક; આપણી સંસ્કૃતિ — આપણે આપણીજ સસ્કૃતિનો સ્વિકાર કરીશું, ત્યારેજ સાચી સ્વાધિનતા મળશે — બ્હેન! સરકારી હોદ્દાનું મારૂં આજથીજ રાજીનામું; અને એ બાપની કમાઈ બધી તારે ચરણે. — તેનો 'સેવા' માં સદ્દ ઉપયોગ કરી – મારાં પાપો બાળી ભસ્મ કરજે બ્હેન!

[ અનિલ કુમાર રડી પડે છે. ]

કલિકા : ઇશ્વર, તમારૂં ભલું કરો.

અનિલ કુમાર : ( જતાં જતાં ) Law is Law. કાયદો તે કાયદો આ યુનિવરસીટીનાં તાલિમખાના ન જોઈએ – પ્રાશ્ચાત પદ્ધતિનું Education હવે ન ખપે – દેશી વિચાર, દેશી વાણી અને દેશની સંસ્કૃતિ – અને દેશી કોર્ટ. મારી આજથી તે માટેની ભયંકર લડત!

[ અનિલ કુમાર ચાલ્યો જાય છે. ]

કલિકા : પૂણ્ય ફ્રૂળ્યાં — ( નોટો લે છે. ) આજ દેશની પૂરી પૂર્ણિમાં ઉગી — ( કલગીને બુમ મારતી ) કલગી ! ઓ કલગી ! અહીં આવ – તો, હું એકલી મુંઝઉ છું.

[ ચંદ્ર વાદળ તળેથી ડોકીયાં કરે છે. ]

કલિકા : ( ગીત ગાતી પ્રવેશે છે. )

## ગીત

ખીલે છે પૂર્ણિમાં !
હૈયાં ઉદ્યાનમાં !
આશાની પૂર્ણિમાં !
હૈયાં ઉદ્યાનમાં !

[ કલિકા મૂક ભાવે કલગીને જોઈ રહે છે, ગીતને સમિર દૂર દૂર ખેંચી જાય છે, બંને શાંતીથી ફૂલ ચૂંટે છે. ]

( પડદો પડે છે. )

## અંક ૩ જો
### પ્રવેશ ૫ મો

[ તનમનનો ઓરડો. શ્વેત સાડીમાં ચમકતી વિજળી સમી તનમન આરામ ખુરશીમાંથી ઉઠે છે; કંઈક પત્રો વાંચે છે; અને કંઈક કાગળો લખે છે, અને કંઈક ફાડી ફેંકી દે છે. વર્ષાનો ઝરમર વરસાદ વર્ષે છે, ચોમેર સૃષ્ટિમાં માર્ગમાંથી પસાર થતું વર્ષાદનું જલ જળાશય પ્રત્યે વહે જાય છે; એકી ટશે, તનમન – આ કુદરત નિહાળે છે. ]

**તનમન :** ( બારી પાસે ઉભી કુદરત નિહાળતાં, સ્વગત )

**ગીત**

વ્યોમ ચઢી વાદળી વરસે સંસારમાં,
સૃષ્ટિમાં રેલમ છેલ;
સૂકી તલાવડીમાં સલિલ ઉછાળે;
કુદરત કરતી ખેલ.

( સ્વગત ) દુનિયામાં ચોમેર રસ ઝરે છે; કુદરતની ન સમજી શકાય તેવી આ અકળિત કલા. again and again the same process. ખરેખર કુદરતનાં ભણતર ભણતાં – મનુષ્ય હ્રદયને શું નથી મળતું ? મનુષ્ય આખર કુદરતનો તો એક અંશજ છે ને ?

હું સ્ત્રી જાત છું, સરવાળો કરતાં એ ન આળવ્યો, અને મારી બાદબાકી પણ ખોટી ઠરી. કંઈક યુવકોને રમકડાં બનવતાં આખર હું જ મારી જાતનું રમકડું બની, જીવન ખોઈ રહી છું. Please ! kindly light.

[ધોતીયું, ઝભ્ભો, અને ખાદીનાં સ્વાંગમાં
પુષ્પધન પ્રવેશે છે.]

**પુષ્પધન** : Miss તનમન, આપજ કે ?

**તનમન** : (આનંદમાં આવી જતાં) Oh! there you are. હું જ મીસ્ તનમન B. A. છું. આપ આખર આવ્યાં, તે બહુ સારૂં થયું, આપ સહેજ આરામથી બેસો, હું તમો માટે ચાઈ બનાવું છું, દંડીમાંથી આવ્યા છો ને ?

**પુષ્પધન** : Miss તનમન! તકલીફની કંઈ જરૂર નથી. બોલો, બ્હેન! આપના ઘણાં પત્રો મળ્યાં; પણ પ્રસંગોપાત નીકળાતું ન હતું–જેલમાં ગયો હતો – હવે મળવા આવ્યો છું. આપશ્રીની હું શું સેવા કરી શકું; તેમ છું, તે જણાવો; બ્હેન.

**તનમન** : હું કંઈ તમારી બ્હેન નથી જે – (તનમન શાંત ચિત્તે પગથી જમીન ખોતરે છે.)

**પુષ્પધન** : Miss તનમન, બરાબર છે; આપણે કંઈ એક મા બાપનાં સંતાન તો નથી જ.

**તનમન** : હું પણ તેમજ કહું છું;

**પુષ્પધન** : છતાં પણ, તમોને જોતાં મને મારી મા જાણી બ્હેન જેવાં ભાવ ઉભરાય છે; આપ કંઈ મુશ્કેલીમાં છો ? ગભરાઓ છો કેમ ?

**તનમન** : (સખ્ત શબ્દોમાં) પુષ્પધન! મને તેવો ભાવ થતો નથી. હું તમારી બ્હેન નથી.

**પુષ્પધન** : (સહેજ ખેચાઈ) ત્યારે; ત્યારે; હું તમોને શું કહું ?

**તનમન** : Miss તનમન જ કહો.

**પુષ્પધન** : ભૂલે ચૂકે, મેં તમારો કંઈ દોષ કર્યો છે, તનમન!

તેવું હોય તો માફ કરશો – હું તમોને બીલકુલ પિછાનતો નથી. કદાચ જીવનમાં પહેલી વખત ન મળ્યાં છીએ, ભૂલ થઈ હોય તો માફ કરજો. હું તો તમારા પત્રો ઉપર પત્રો મળતાં, માત્ર તમોને ફરજ સમજી મળવા આવ્યો છું.

**તનમન** : There you are. ફરજ સમજી તે ઠીક જ કર્યું, જુવો પુષ્પધન, મારે તમોને એક પ્રશ્ન પુછવો છે, તમો જીવનનો કંઈ મર્મ સમજ્યા છો?

**પુષ્પધન** : નહિ, બીલકુલ નહિ — માત્ર સેવામાં જ માનું છું.

**તનમન** : મારી પણ તેવી જ ઇચ્છા છે – આપ મારી સાથે રહી શકશો?

**પુષ્પધન** : એટલે?

**તનમન** : ન સમજ્યા? જુવો હું કુમારિકા છું; સારો સાથ શોધું છું; આપ સાથે જ હું રહેવા ઇચ્છું છું,

**પુષ્પધન** : એટલે?

**તનમન** : બીલકુલ નિર્દોષ હોવાનો ડોળ ન કરો – હું ધારૂં છું, ત્યાં સુધી આપે લગ્ન કર્યાં નથી.

**પુષ્પધન** : એટલે?

**તનમન** : Nonsence. I love you.

**પુષ્પધન** : Sorry; મીસ, તનમન, હું લગ્ન કરી શકું તેમ નથી. કૃપા કરી લગ્નનો પ્રશ્ન ઉપસ્થિત ન થાય તો ઠીક –

**તનમન** : એટલે, મારૂં, સ્નાનિકાનું અપમાન!

**પુષ્પધન** : તેવું કંઈ નથી – આપશ્રીની બીજી કંઈ આજ્ઞા.

**તનમન** : No.

**પુષ્પધન** : ત્યારે હું જઈશ.

**તનમન** : No. ( બે હાથ લાંબા કરી માર્ગમાં વચ્ચે ઉભી રહે છે. ) you Can't go. પુછું છું. આપે કોઈને હૃદય આપ્યું છે ?

**પુષ્પધન** : કૃપા કરી તેવા સવાલ ન પુછો ?

**તનમન** : એક સ્નાનિકા સ્ત્રીનું હૃદય તોડવા, બદલ તમો ગુન્હેગાર છો, પુષ્પધન – It is a Sin,

**પુષ્પધન** : નહિ – હું મારી ફરજ સમજું છું – આપ કોઈ યોગ્ય યુવક સાથે લગ્ન કરી સુખી થાઓ; આ મારી તમોને સલાહ છે.

**તનમન** : આપ મને સલાહ આપનાર કોણ છો ? પુષ્પધન ! તમારે લગ્ન કરવાં જ પડશે.

**પુષ્પધન** : દીલગીર છું, Miss તનમન, તમારા અને મારાં લગ્ન નહિ થઈ શકે.

**તનમન** : Get out. ચાલ્યા જાઓ; તમોને એક સ્ત્રી હૃદયની કંઈ કિંમત જ નથી – તમારી બધી સેવાઓ ફોકટ છે, પુષ્પધન.

**પુષ્પધન** : મને લાગે છે; આપ કંઈક ભૂલ્યાં છો, Miss તનમન – જીવન તમારે સમજવું જોઈએ – પત્ની તરીકે તો પુરૂષને એક જ પ્રેરણાં હોય. હું પ્રેરણાં સાથે પરણી ચૂક્યો છું; તનમન ! જરા જીવનને વિચારી જશો ? હું તમારૂં અપમાન, કરવા ચાહતો નથી – Miss તનમન.

**તનમન** : ( સ્વગત ) મેઘ આષાઢનો, પણ જળનું સિંચન નહિ. ( પ્રકાશ ) આપ મને ફરીથી મળશો ?

**પુષ્પધન** : અનિશ્ચિત. હું હવે જઈશ.

[ પુષ્પધન ચાલ્યો જાય છે. ]

**તનમન :** (સ્વગત) અફસોસ, હું જ માર્ગ ભૂલી છું — ચોવીસીનું યૌવન ચક્રાવે ચઢી ગયું – હવે મને કોણ સ્વિકારશે? કોઈ હાથ ઝાલવા રાજી નથી. એક નહિ, પણ અનેક યુવકો – અને છેવટે સ્વચ્છંદ. તેનું ભયંકર પરિણામ.

ગીત

ખેલ ખેલો સંસારમાં;
હૈયાંની ભરતાં હેલ;
સુને સરોવર, હૈયાં યે સુને;
આશાની ઉગતી વેલ.

[બારી વાટે નજર ફેંકતી તનમન ચાલ્યા જતા પુષ્પધનને શાંત ચિત્તે જોઈ રહે છે – બારણે ટકોરા પડે છે.]

**નેપથ્ય :** Oh! Miss તનમન!

**તનમન:** કોણ છે? મળવાને ફુરસદ તથી.

**નેપથ્ય :** હું અનિલ કુમાર – કૃપા કરી મને અંદર આવવા મંજુરી આપો; વરસાદથી તદ્દન ભિજાય ગયો છું.

**તનમન :** અનિલકુમાર! મહેરબાની કરી ચાલ્યા જાઓ — મને ફુરસદ નથી.

**અનિલકુમાર :** (પ્રવેશતાં.) Miss તનમન; ઘરમાં તમો સિવાય બીજું કોઈ નથી ને?

**તનમન :** (છુપું હાસ્ય હસતી.) મારાં તમામ વડીલો – બાજુનાં ખંડમાં છે. આપ કાયદો સમજો છો; ઘર પ્રવેશનો આરોપ. Law is Law.

**અનિલકુમાર :** તમો મારા પર ખુશીથી કાયદેસર કામ

ચલાવી શકો છો ? મલ્યા સિવાય છુટકોજ નથી. હું હવે તદ્દન બદલી ગયો છું Miss તનમન.

[ ખાદીના કોટ પાટલુન અને ખુલ્લે માથે
અનિલકુમાર એડવોકેટ પ્રવેશ કરે છે. ]

**તનમન** : બોલો, કેમ આવ્યા છો ?

**અનિલકુમાર** : પત્રોને લગતી કંઈ વાતજ નથી; હું જાણવા માગું છું, આ પુષ્પધન, હમણાં તમારે ત્યાં કેમ આવ્યો હતો ?

**તનમન** : That is private.

**અનિલકુમાર** : તમો તેને પિછાનો છો ?

**તનમન** : હા.

**અનિલકુમાર** : તમો જાણો છો, તે કલિકાને ચાહે છે ?

**તનમન** : I don't want to hear કલિકા તેને ચાહે છે કે, તે કલિકાને ચાહે છે; તેનું મારે શું પિંજણ ? પણ તમો તેના માટે C. I. D. પણું કેમ કરો છો ?

**અનિલકુમાર** : There you are. કાયદેસરની વાત. હું તમોને તેજ કહેવા માગતો હતો – માણસ, એકીસાથે બે સ્ત્રીઓને ન ચાહી શકે —

**તનમન** : એટલે શું આપ મારૂં હિત જોઈ મને ચેતવવા આવ્યા છો ?

**અનિલકુમાર** : જરૂર, જરૂર. The same તમારા જેવી સુશિક્ષિત સ્ત્રી ફંદામાં ન ફસી જાય; તે જોવું રહ્યું.

**તનમન** : એટલે તમો એમ કહેવા માગો છો કે, પુષ્પધન કોઈ ફંદાબાજ વ્યક્તિ છે – ?

**અનિલકુમાર** : હા, હા. બેલાશક. હમણાં જ જેલમાંથી છુટ્યો છે. ગાંઠે પૈસો નથી – તમારા જેવી કન્યાને તે સહેજમાં ભોળવી નાખે. ચેતતા રહેજો.

**તનમન** : ત્યારે તો આપ સદા સર્વદા મારૂં હિતજ વિચારતા હશો. મારે ત્યાં કોણ યુવક આવે છે. અને કોણ જાય છે. તેની રીતસર નોંધ તમારી પાસે હશે.

**અનિલકુમાર** : બેલાશક. ( Book કાઢી ) આ રહી; વાંચો.

**તનમન** : Absolutely mad.

**અનિલકુમાર** : હં. તેવું કંઈ નથી. Miss તનમન – માત્ર હું હંમેશાં તમારો બચાવ કરવા તૈયારજ રહું છું. મોટા ચોકીદારની જેમ.

**તનમન** : કારણ.

**અનિલકુમાર** : ( સહેજ હસી ) તમો જાણો છો. I am in love with you.

**તનમન** : અને તેનાં માટેજ આ બલિદાન આપતાં હશો ?

**અનિલકુમાર** : Yes, by all means. હું કંઈ કરતો નથી, મારૂં અંતઃકરણ તેમ કરવા પ્રેરણાં કરે છે; ઉપરાંત મારો માનસ્ શાસ્ત્રનો અભ્યાસ...અને કાયદાનું જ્ઞાન – આપ સહુ કંઈ જાણો છો ? Miss તનમન !

**તનમન** : છતાં પણ હું તમો સાથે લગ્ન કરવા ના જ કહું તો ?

**અનિલકુમાર** : લગ્નનું દબાણ છે જ નહિ. I want only your Company. Please enlight my heart.

**તનમન** : આપે વકીલાતનો ધંધો છોડી દીધો છે ?

**અનિલકુમાર** : હા – હવે દેશભક્ત બનવું છે. તમોને ખબર છે, કોર્ટમાંથી ન્યાયધીશે પણ રાજીનામું આપ્યું – આપ મારી પ્રવૃત્તિમાં

મદદગાર થાઓ; આપણે કંઈકને કંઈક કરી નાખીએ. ચોક્કસ કહું છું, આપ જાહેરમાં આવી જશો. Here is an Opportunity for you. સુંદર Opportunity.

**તનમન** : આપ મારે નામે કેટલા રૂપીયા મૂકી શકો તેમ છો ?

**અનિલકુમાર** : તમામ મિલકત. Miss તનમન.

[ ખિસ્સામાંથી ચીરૂટ કાઢી તેને સળગાવતા.]

હું પોતે પણ ઇચ્છો તો તમારે ત્યાં મોરગેજ – પછી શું ? ઇચ્છો છો ? મારે તો માત્ર તમારી જ જરૂર છે.

**તનમન** : (સ્વગત.) હવે તો કોઈ મારો હાથ પકડે તેમ નથી. સમાજનાં તમામ યુવકો સાથે મેં ખેલ ખેલી નાખ્યા છે. જીવન એકલું વિતવવું મુશ્કેલ છે. આ યુવાન. Advocate તદ્દન જતો કરવા જેવો તો નથી જ. (પ્રકાશ) સમજો કે, આપણાં લગ્ન થઈ શકે, તો ?

**અનિલકુમાર** : So for better તેમાં પણ Civil marriage તમારા તમામ હક્કો કાયમ રહે. અર્ધી મિલકતનો તમારો અધિકાર. અને તમોને ઠીક ન લાગે તો Divorce નો માર્ગ ખુલ્લો. Miss તનમન ! Law is Law. હું તમોને કોઈ શરતે બાંધવા માગતો જ નથી.

**તનમન** : માત્ર તમેજ બંધાવવા ચાહો છો ને ?

**અનિલકુમાર** : Yes; Miss તનમન !

**તનમન** : મારા ઉપર કોઈ જાતનું બંધન નથી ને ?

**અનિલ કુમાર** : Certainly not. Finish. Law is Law.

**તનમન** : ત્યારે એક રૂપીયાનાં સ્ટેપ પેપર પર તમામ દસ્તાવેજો, અને આપનાં લગ્નનાં કરારો પર તમો સહી કરી આપશો ?

**અનિલ કુમાર** : Yes. Madam. Law is Law.

[ તનમન રૂપીયાનાં 'સ્ટેંપનો' કાગળ કાઢે છે; અને તેનાં પર કંઇક શરતો લખે છે; અનિલ કુમાર સહી કરી આપે છે. ]

તનમન : Thank you.

અનિલ કુમાર : Miss તનમન ! તમોને સંતોષ થયો ? હું જાણતો હતાં કે, તમો પૂરી પરીક્ષા કરી જ મારી સાથે લગ્ન, કરવા તૈયાર થશો. હું તો સ્ત્રી સ્વાતંત્ર્યનો હિમાયતી છું, આપ જાણતા હશો, કંઇક મારા લેખક, અને ભાષણો તમોએ વાંચ્યા જ હશે.

તનમન : આપે હજી મારી પાસેથી ઘણું શિખવું પડશે.

અનિલ કુમાર : મારૂં, પણ તેમજ માનવું છે.

તનમન : લગ્નનાં Registration માટે આવતી કાલે જ ચાલીશું કે ?

અનિલ કુમાર : Yes. Miss તનમન ! તમારા જેવી સ્નાતિકા સાથે લગ્ન કરી. સ્ત્રી સાતંત્ર્યની દેશને કેટલી જરૂર છે, તે હું સમાજ ને બતાવી આપીશ. લોકોને પોકારી પોકારી કહીશ – સ્ત્રી કોઈ ગુલામ નથી. દેવી છે, દેવી. સંસાર અને સ્વર્ગમાં પણ મનુષ્ય ને નર્કથી તારનાર મહા દેવી.

તનમન : ત્યારે તમો સ્ત્રી મહિમા સમજો છો ને ?

અનિલ કુમાર : જરૂર, દીલગીર છું, કે બીજા પુરૂષો તે સમજતા નથી. તેથી દેશ પાયમલ થયો છે.

તનમન : આપણે બંને સાથે મળી સ્ત્રી સ્વાતંત્ર્યનો સવાલ દેશ ભરમાં ઉપાડી લઈશું.

અનિલ કુમાર : ત્યારે જ દેશને સ્વરાજ્ય મળશે.

તનમન : ( સ્વગત ) ગમે તેવો પણ હાથમાં રહે, તેવો પતિ સારો. ( પ્રકાશ ) ચાલો, ચાય પીશું ને ?

અનિલ કુમાર : જરૂર.

[ કીટલીમાંથી ચાઈ કાઢતી ]

તનમન : મારે ખાતર તમો બીજાં શું બલિદાનો આપી શકશો ?

અનિલ કુમાર : ચાહે તો જીંદગી. Miss તનમન, તમે મરશો, તો હું પણ તમારી સાથે મરીશ. તમે માંદા પડશો, તો હું પણ તમો સાથે જ માંદો પડીશ – પછી છે કંઈ ?

તનમન : હું માંદી પડું, પણ મહેરબાની કરી, આપ માંદા ન પડશો.

અનિલ કુમાર : કેમ ?

તનમન : તો પછી સંસાર કેમ ચાલશે ?

અનિલ કુમાર : અને કદાચ, જો હું માંદો પડું તો ?

તનમન : તો કોઈ નર્સ રોકી, તમારી સારવાર થઈ શકશે. હું તમારા માટે સારો સમય રોકાઈ રહું, તો પછી આપણાં સ્ત્રી સ્વાતંત્ર્યનો સવાલ પડતો જ મૂકવો પડે ને ? હું મારો તમામ સમય, એ કાર્ય માટે જ રોકીશ. I shall invest my all the energy only for that bonafide Cause; અને તેથીજ દેશનું કલ્યાણ થશે. ખરૂં ને ? સ્ત્રી સ્વાતંત્ર્યનો સવાલ કંઈ જેવો તેવો નથી.

અનિલ કુમાર : જરૂર. Miss તનમન. તમારા જેવી વિદુષી સ્ત્રીથી મારૂં ઘર દીપશે, એટલું તો નહિ પણ જીવન પણ સફળ થઈ જશે. મને પૂરેપૂરો મોક્ષ મળશે. હવે લગ્નની વાત તો નક્કી ને ?

તનમન : નક્કી.

અનિલ કુમાર : આ એક મારો મહા વિજય છે. આખર

હું એક મારે યોગ્ય સ્ત્રી શક્તિ મેળવી શક્યો. આવતી કાલેજ તમારો અને મારો ફોટો છાપાંમાં આવી જાય – અને ચોમેર ખુશાલી સંભળાય તેવું ઇચ્છું છું. Congratulation Miss તનમન, હું તમોને પાષાણુ હૃદયનાં સમજતો હતો હતો – પણ હવે બારીક દ્રષ્ટિએ વિચાર કરતાં સમજાય છે કે, તમો પૂરેપૂરાં સમયસુચક અને યોગ્ય પગલાં માટે યોગ્ય વિચાર કરનાર સ્ત્રી છો. Fortunate to get you in Marriage મારા પૂર્વજન્મનું કોઈ મહા પૂણ્ય. આપણાં લગ્નની તમામ details એકઠી કરી. વર્તમાન પત્રમાં સોંપવા, મારે હવે જવું જોઈએ. રજા છે ? Miss તનમન !

તનમન : હા.

અનિલ કુમાર : સારૂં. હવે હું જઈશ.

[ અનિલ કુમાર હાસ્ય હસતાં ચાલ્યો જાય છે. ]

તનમન : ( સ્વગત ) તદ્દન ગધેડો, અને મૂર્ખ. લગ્ન તો કરી નાખું; નહિ ફાવે તો છુટા છેડા.

[ ગીત ગાતી તનમન બારી પાસે ઉભો છે. ]

### ગીત

વ્યોમ ચઢી વાદળી વરસે સંસારમાં;<br>
સૃષ્ટિમાં રેલમ છેલ;<br>
સૂકી તલાવડીમાં સ – લિલ ઉછળે;<br>
કુદરત કરશે ખેલ.

[ ખળખળ અવાજ કરતી વિજળીનો કળકો થાય છે; અને મેઘવર્ષાથી સૃષ્ટિ ઘેરાય છે. ]

( પડદો પડે છે. )

## અંક ૩ જો
### પ્રવેશ ૬ ઠ્ઠો

[ મીલને આપણે તૈયાર થયેલી હોસ્પીટલ તેમજ પાઠશાળાનું વાસ્તુ; અને ઉદ્ઘાટન ક્રિયા. પાઠશાળાના મધ્ય ખંડમાં યજ્ઞ વેદી – અને તેમાં જળતી પવિત્ર અગ્નિ જ્વાળા – યજ્ઞમાં, હોતા – ઘી હોમતો વેદ મંત્ર ઉચ્ચારે છે – બ્રાહ્મણો જપ જપે છે – બાજુમાં, સાગર, અને માયા – મજુરો ને કામકાજ બદલ સાકર અને પુષ્કાર આપે છે – બીજે છેળે, – કલિકા નાનાં બાળકોને કંકુનાં તિલક કરે છે.

ખુરશી અને તકીયા પર લોકજન બેઠું છે, મધ્યમાં રસધન શેઠ બેઠા છે – માનવ મેદની ઉભરાય છે. રંગબેરંગી કપડામાં સજ્જ થયેલી મજુર બાલિકાઓ રાસ નૃત્ય કરે છે. કેદમાંથી છુટેલો પુષ્પધન ફરતો નજરે પડે છે. ]

**મજુર બાલિકાઓ** : —

**ગીત**

જાગો તો જ્યોત, હું જગાવું;
જગતમાં — જાગો.

માગો તે મૂલ હું ધરાવું,
જગતમાં — જાગો.

**કલિકા** : ( સ્વગત ) કુંમ કુંમ વર્ણે ભાલે, ભારતનો ભવ્ય ઇતિહાસ રચાશે. દેશનાં બાળકો મારાં બાળકો છે – મારી ભારત માતાનાં ઉજ્જવલ કાળજાં – બાલકો તો દેવ છે – ! ( તિલક કરતી ) ( પ્રકાશ )

ગીત

જાગો તો જ્યોત, હું જગાવું,
જગતમાં — જાગો.
માગો તે મૂલ હું ધરાવું.
જગતમાં — જાગો.

**પ્રથમ બાલિકા** : ( રેંટીયાનું રમકડું બતાવતી ) બ્હેન ! આનું નામ શું ?

**કલિકા** : ( મીઠો તમાચો મારતી ) રેંટીયો – જીવન ચક્ર.

[ પુષ્પધન પ્રવેશતાં તેજ બાલિકાની સાડીની કોર ખેંચતો. ]

**પુષ્પધન** : ભગવાન કૃષ્ણ પાસે હતું ને તેવું સુદર્શન ચક્ર.

**બીજો વિદ્યાર્થી** : અને ' પુષ્પભાઈ ' આ શું ?

[ રમકડું બતાવે છે. ]

**પુષ્પધન** : એન્જીન, એ સુદર્શન ચક્રનો બીજો અવતાર.

**બાલકોનું વૃંદ** : એન્જીન, શું કામમાં આવે ?

**કલિકા** : માનવ જીવનને જોઈતું સાહિત્ય તૈયાર કરવા. ખોરાક, કપડાં ચીજ. ( કલગી પ્રવેશ કરે છે. )

**કલગી** : બાઈ, એક સવાલ પૂછું, પ્રશ્ન થાય છે.

**કલિકા** : પૂછ.

**કલગી** : તમારા એન્જીનો દૂનિયામાં ઉભરાશે, તો અમારી ગાયો ભેંસો અને પશુધનનું શું ?

**પુષ્પધન** : યંત્રોથી પશુધનની કિંમત ઘટશે નહિ. કલગી ? માનવીના એ પરમ મિત્રો છે. માણસ જાતે – તેને પરાયાં નહિ. પણ

પોતીકા માનવા રહ્યાં. વેદોએ ગૌ પૂજાનું મહત્વ ગાયું છે. દશેરામાં અશ્વની પૂજા થાય છે. પશુધન – પણ માનવનું પૂજા પાત્ર છે. બ્હેન !

[ પુષ્પ આગળ વધે છે. ]

કલિકા : (સ્વગત) પાઠશાળામાં, આ બાળકો એ જ્ઞાન વિજ્ઞાન પામશે – અને રચશે, નવો સંસાર ભારતવર્ષમાં ફેલાશે, નવું ચેતન. (પ્રકાશ) બાળકો, તમો જાણો છો, આ મકાન કોણે બાંધ્યું ?

એક બાલિકા : ઇજનેર પુષ્પધને.

પુષ્પધન : (જતાં જતાં) ભૂલી બ્હેન ! કલિકાએ.

બાલિકા : કેવી રીતે ?

કલિકા :
પુષ્પધન : } સઉ કોઈ ભૂલ્યાં — ભગવાને.

(દૂર દૂરથી રસધન શેઠ)

રસધન : ખરૂં કહ્યું — ભગવાને. વિશ્વની રચના કરનાર તે મહાન શિલ્પી અને તેની આ કળા.

[ સાગર બાળકો વચ્ચે આવી, માયાને ]

સાગર : માયા ! બાળકોનાં ગળ્યાં મોં કર્યાં ? સાકર વેંચી ?

માયા : (સાડીનો છેડો માથે ખેંચતાં) કલિકા બ્હેનનો વિદ્યાર્થી સંઘ — છે, બાળકો સાકર ખાવો – આજે ઉત્સવ છે. (સાકર આપે છે)

બાળકો : શેનો ?

માયા : એ તપસ્વી જીવોનું જીવન પર્વ ઉજવાય છે.

બાળકો : એટલે ?

માયા : કોઇએ કોઈમાં પ્રાણ ફૂંકયો – પત્થર પત્થરમાં – ચેતન પૂરાયાં છે – પાઠશાળામાં ભણતર ભણતાં બાળકો – આ તમારૂં તપોવન છે – આજ એ આશ્રમની ઉદ્‌ઘાટન ક્રિયા છે—

[ કલગી–સઉ કોઇને ફૂલ ગજરા દેતી ]

કલગી : અને આ ફૂલડાં છે. તે તો દેવનાં બાલકો છે – તમો સઉ જેવા ફૂલડાં પ્રેમનો મંત્ર આપે છે. જીવન સૌરભ ફેલવે છે. વિશ્વમાં બિનસ્વાર્થી – સૌ કોઈ શીખજો – એ ફુલડાંનો સેવા મંત્ર – અને સૌરભ ભરજો – જીવનમાં.

ગીત

(ફૂલ વેરતી) જગો તો જ્યોત્, હું જગાવું,—જગતમાં.
માગો તે મૂલને ધરાવું;—જગતમાં.

યજ્ઞનો હોતા : (મંત્રોચ્ચાર કરતો જ્વાળમાં ઘી હોળતો) ૐ શાંતિ ! શાંતિ ! શાંતિ !

સઉ બ્રાહ્મણો : શાંતિ ! શાંતિ !! શાંતિ !!!

એક નગરજન : પાઠશાળા અને હોસ્પીટલ રચી – રસધન શેઠે, બહુ સુંદર કામ કર્યું. ગામની એક જરૂરીયાત પૂરી થઈ. દ્રવ્યનો બહુ સુંદર ઉપયોગ થયો.

૨ જો નગરજન : અને વાત જુવો તો ખરા. કારીગરોને કેવી કિંમતી ભેટ આપી ?

૩ જો નગરજન : અને બ્રાહ્મણોને પણ સંતોષ્યા. હજી નવા ઉદ્યોગોએ સ્થાપશે. Saw mill; Steam Boat. ધંધો વગેરે.

રસધન : સાગર ! કલિકાને બોલાવ તો.

કલિકા : (પિતા પાસે આવતી) બાપુજી ! હું આ રહી. અહિંયા.

રસધન : (તેને બાજુ પર લઈ જઈ) સૌ કોઈના સત્કાર થયાં – પુષ્પને શું આપશું ? દશ હજારનો ચેક લખું ?

કલિકા : એ તો ઠીક કહેવાય નહિ.

**રસધન** : પરન્તુ તેની ફી – તો ચૂકવી દીધી. આ તો ભેટ. ઉત્સવ નિમિત્તે.

**કલિકા** : (અસંતોષથી) એ કંઈ ઠીક નથી; બાપુજી.

**રસધન** : ત્યારે પંદર હજાર – વીસ – બોલ, તેથી કંઈ વધુ?

**કલિકા** : એમાં શું?

[ અનુકંપા ધીમેથી. ]

**અનુકંપા** : શેઠ સાહેબ! માફ કરજો. આંકડાંથી પુષ્પની કિંમત આંકવી એ અપરાધ છે — ગણિતનાં આંકડે તો કલિકાને દાયજો શોભે. — (કલિકાને) કલિકાબ્હેન –! ઉતારો તમારાં કર કમલમાંથી હીરે જડેલી મૂદ્રિકા...બહુ માનીતી છે ને?

**કલિકા** : (અનુકંપાને મૂદ્રિકા આપી લજ્જાથી ખંચાતી) હં... અનુકંપા! છે.

**અનુકંપા** : (મૂદ્રિકા પુષ્પની આંગળીમાં પહેરાવતી) ઇજનેર, પુષ્પધનને આ પરિતોષક. મકાન બાંધ્યા – તેના માનમાં.

[ કલિકા લજ્જાથી બહાર જાય છે. ]

**પુષ્પ** : (મૂદ્રિકા પહેરતો) કલિકાની વીંટી! અને તે મારી આંગળીમાં?

**કલિકા** : (સ્વગત) જીવન ઘડ્યાં ને શિલ્પિએ.

[ અદ્રશ્ય થાય છે. ]

**રસધન** : અને આ ઉપરથી વીસ હજારનો વધુ ચેક. (ચેક લખે છે) તમારૂં બીજું મૂલ્ય જુદુ. આ મારાં પ્રેમનું પારિતોષક. પુષ્પધન.

**પુષ્પધન** : વડીલની આજ્ઞા. – (સ્વિકારે.)

[ કલગી હાથમાં રાખેલી પુષ્પમાળા સમારતાં પુષ્પને ]

**કલગી :** અંદરનાં ખંડમાં ઉભેલાં કલિકા બ્હેને – પોતાના કંઠમાંથી આ ફુલડાંની માળા ઉતારી – તમોને મોકલી છે, પુષ્પ ભાઈ.

**પુષ્પધન :** ( સ્વિકારતો ) કહે જઇને – આભાર માનું છું —

**માયા :** તેમ નહિ — ગળામાં પહેરી લો. ( પહેરાવે છે, આનંદતી. )

### ગીત

જાગો, તો જ્યોત્ હું જગાવું,
જગત્માં.
માગો તે મૂલ હું ધરાવું,
જગત્માં.

**પુષ્પ :** ( ફૂલ માળા પહેરતો ) બ્હેન માયા ! કલિકાને બોલાવ તો.

**રસધન :** આજ બહુ આનંદ થયો. સહુ મને આશિષ આપજો.

**રસધન :** કલિકા – ! બેટી કલિકા ! ... ક્યાં ગઈ ?

**કલિકા :** ( શરમાતી ) હું અહીં છું. આ રહી ( પ્રવેશે છે. ) આપણાં મજુરોને ન ભૂલશો બાપુજી !

**મજુરણો :** ( કલિકા દુર મજુરોને ગીત મગ્ન જુવે છે. )

### ગીત

**કલિકા :** આશાનો પાશ નહિ, શ્રદ્ધાનો શ્વાસ નહિ,
સુખ દુઃખ સાદ નહિ, શાંતીની સીમ અહીં.

## ગીત

મજુરણો : જાગો તો જ્યોત હું જગાવું,
જગતમાં જાગો.
માગો તે મૂલ્ય હું ધરાવું,
જગતમાં જાગો.

આશાનો પાશ નહિ, શ્રદ્ધાનો શ્વાસ નહિ,
સુખ દુઃખ સાદ નહિ, શાંતીની સીંમ અહી.
આવો, ઉજાળો અવતાર આ; (૨)
જગતમાં.
આતમની જ્યોતને જલાવો; (૨)
જગતમાં.

મજુરણ : જાગો તો જ્યોતને જગાવું,
જગતમાં.

વૃંદ : માંગો તે મૂળને ધરાવું,
જગતમાં.

[ માનવ મેદની, પુષ્પ – કલિકા – રસ-
ધન – અને સૌ કોઈ, રાસ સાંભળે છે. ]

( પડદો પડે છે )

## અંક ૩ જો

### પ્રવેશ ૭ મો

[ સરિતાના કિનારે ખળ ખળ વહી જતાં જલ ઉર્મિનાં કાંઠા ખુડ પાણીમાં પુષ્પધન ઉભો છે — મંદ મંદ સમિર વાય છે. વૃક્ષો હિંચે છે; કોયળ ગીત ગાય છે — જલ શિકર સાથે ખેલતો પુષ્પધન — ઉગતા સૂર્યનાં પ્રથમ કિરણને અંજલિ આપે છે, ]

**પુષ્પધન** : ( શરીરે સાલ વિટતો ) શું શીતલતા છે – ! અંતરમાં યે એ શીતલતા, અને અનંત કુદરતમાં પણ તેમજ. ૐ શાંતા ! શાંતી !

[ કલિકા પનઘટ પર દર્શન દે છે; ખાદીની સાડી — અને સર્વ સફેદ પોશાક — કેશની લટો છૂટી...કેડે ગાગર — જલભરતાં – દૂર નજર ફેંકતી ]

**કલિકા** : કોણ ઉભુ છે ? દૂર, આ સ્ત્રીઓનું પનઘટ છે.

**પુષ્પધન** : ( કલિકાને ) અનંતનો મુસાફર છું – પનઘટ તો પ્રભુનું છે, સ્ત્રી યા તો પુરુષ – કોઈનું નહિં તે; તમે કોણ ?

**કલિકા** : ( દર્શન કરતી ) પ્રણામ પુષ્પધન ! હું યે મુસાફર– વિશ્વ પથની વિકટ કેડીમાં ભોમીમો શોધું છું —

**પુષ્પધન** : ( ઓળખતો ) કલિકા ! M. A. – અને આ સ્વરૂપે.

**કલિકા** : ( પુષ્પનાં ચરણ પકડી ) ભગવાન્, સેવા પાત્ર સમજી– ચરણમાં રાખો — અનંતની મુસાફરી અને એકથી બે અધિક.

**પુષ્પધન** : ( કર કમલમાંથી કલિકાની ભેટ મૂદ્રિકા કાઢી તેને પાછી

આપતાં) કલિકા – લે વીંટી – તે તારી છે......સેવકને વળી સેવ્ય શું – ? હું તો સાધુ. સેવા એ મારો મંત્ર.

**કલિકા** : (વીંટી લઈ. આંસુ લુછતાં) આ કઠોરતાનું કારણ ?

**પુષ્પધન** : કઠોરતા ક્યાં છે ? કલિકા – ! હૃદયમાં તો જો – કેવળ મૃદુતા – ફુલડાંથી યે અધિક મૃદુતા – ભરી છે.

**કલિકા** : (વીંટી જલમાં ફેંકી દેતી) આ મોહ શો ? (ચરણ ધોઈ તે જલ નેત્ર ભરતી) ભગવાન્ ! મને શિષ્યા બનાવો. મને દિક્ષા દો. (ચરણે પાડે છે.)

**પુષ્પધન** : (આશિષ દેતા) ચિરંજીવ ભવ.

**કલિકા** : (સ્વગત) ચિરંજીવ.

[ ગાયને ગોંદરે ગૌધન ચારતાં ગોપ ગોપિકા રાસ લેતા પ્રવેશે છે – ગાયો – અને વાછળાં જળ પીએ છે – ગોપ ગોપીઓનું વૃંદ ગીત ગાય છે. ]

**ગોપ ગોપી વૃંદ** : (નૃત્ય કરતાં)

**ગીત**

સૂર્ય તપે દૂર વાદળમાં –
ત્યાં, જા, તુજનો વાસ.
વાદળની ઘનઘોર ઘટામાં,
અંતર પટ ઉલ્લાસ.
સૂર્ય તપે દૂર વાદળમાં –
ત્યાં, જા, તુજનો વાસ.

× × ×

ફુલડાં ફુલડે હાસ્ય કરંતાં;
જલધર જલની ઉર્મિ ભરંતાં;

સમિર તણી શાંતી સૃષ્ટિમાં,
કુદરત કરતી હાસ્ય. સૂર્ય તપે.

× × ×

સહુ ચાલો, (૨)
આનંદે સહુ કો મ્હાલો
વિકટ પંથમાં વિશ્વ જ્યોત કંઈ,
નૃત્ય કરે દઈ તાલો.

કલિકા :
પુષ્પધન : } (વૃંદમાં સમાઇ જતાં)

સૂર્ય ચંદ્રને તારક ગણ સૌ,
ભાઈ ભલાં ભૂમિમાં;—

પુષ્પધન : માનવ કુળમાં પંખી ફૂલડાં;

કલિકા : ઊર્મિ ભરે ઊર્મિમાં.

વૃંદ : સહુ ચાલો (૨)
આનંદે સહ મ્હાલો,
વિકટ પંથમાં વિશ્વ જ્યોત કંઈ;
નૃત્ય કરે દઈ તાલો.

કલિકા :
પુષ્પધન : } વિશ્વ વાડીની રગ રગ પ્રભુની

પ્રભુતા ફૂલી ફાલો;
વિરાટ દર્શને ચાલો;
અંતરમાં સહુ મ્હાલો; સૂર્ય તપે.

પુષ્પ : પૃથ્વી પર પર, પ્રેમ, પૂરમાં;
સૂર સ્વર્ગનાં ગાઓ,

કલિકા : આતમ જ્યોત જલે જીવનમાં,
પૂરાં પાવન થાઓ;

પુષ્પ : સહુ ચાલો, સહુ ચાલો,
વિરાટ દર્શને ચાલો;

કલિકા : સહુ ચાલો, સહુ ચાલો,
આનંદે સહુ મ્હાલો;
વિકટ પંથમાં વિશ્વ જ્યોત કંઈ,
નૃત્ય કરે દઈ તાલો;

વૃંદ : સૂર્ય તપે દૂર વાદળમાં – ત્યાં,
જા તુજનો વાસ.
વાદળની ઘનઘોર ઘટામાં,
અંતર પટ ઉલ્લાસ. સૂર્ય.

પુષ્પધન : ( ગાયોને પંપાળતો. ) કલિકા, જીવન એટલે શું ?

કલિકા : ( શીર પર સાડી ધરી કેડેથી જલ ભરી ગાગર ઉપારતી ) જીવન એટલે સેવા.

[ ગાયો ચરે છે; ગોપાળ વૃંદ રમે છે; કલિકા અને પુષ્પધન વૃક્ષને છાંયે બેસે છે. )

પુષ્પધન : સેવામાં શાંતી —

કલિકા : સેવામાં પ્રભુતા —

પુષ્પધન : એ છે મુક્તિ – માર્ગ.

કલિકા : મૂક્તિ – માર્ગ; એટલે વિરાટ દર્શન.

[ સરિતાનું જલ ખળખળ હસે છે; કંઈક વાયુ લહરી...કલિકાનો કેશ કલાપ ખેંચતી પુષ્પધનનાં ગાલનો સ્પર્શ કરે છે. પુષ્પધન

કલિકાનાં કેશને ચુમે છે. દુર સરિતાઘાટ પર, જલ ભરવા જતી, માયા, અનુકંપા, કલગી, અને નગર નાગરિકાઓનું રમ્ય ગીત ગણગણે છે. ]

### ગીત

નાગરિકાઓ : સાડલો સજીને સખી ! સાસરે સિધાવતી,
સહીયરનાં સ્નેહ ગીત, ચંદ્રિકા પધારતી.
ઘેર ઘુંઘટ ધરી લાજ,
લાજવંતી લજ્જામણી.

[ પુષ્પધન કલિકાનો સરી ગયેલો સાડીનો છેડો પ્રેમથી માથે મૂકે છે. કલિકા પ્રેમ ભર્યાં નેત્રે પુષ્પધનને જોઈ રહે છે. )

( પડદો પડે છે. )

## અંક ૩ જો

### પ્રવેશ ૮ મો

[ સરિતાનાં સલિલ સમિપે, નાનું શું મંદિર દ્રષ્ટિ ગોચર થાય છે; શિખર પર ધ્વજ ફરકે છે; ધ્વજાના રેજામાં સોનેરી હીરે શબ્દો ભર્યા છે. ૐ શાંતિ ! ૐ શાંતિ ! !

આંગણે દૂઝણી ગાયો ચારો ચરે છે; ક્વચિત નાંચતાં ગૌ વત્સોની ઘુઘરીઓ ધમકે છે. દૂરનાં ખેતરોમાં કૃષિકારો ખેડ કરે છે. મંગલ આરતિનો ધ્વનિ નેપથ્યમાં સંભળાય છે. ]

નેપથ્ય : ગીત

સહીયર ! સાથીયા કરો;
મંગલ આરતી ધરો.

[ મંદિરનાં સિંહાસને માતા જગદંબાની ભવ્ય પ્રતિમાં નજર ખેંચે છે; શાંત ચિત્તે પૂજામગ્ન પૂજારી જગદંબાની આરતી ઉતારે છે. કલિકા, અંજલિ લઇ ઉભી છે; અનુકંપા કલગી, માયા – ભકિત ભાવે શીર ઝૂકાવી ગાય છે. ]

ગીત

સ્ત્રી વૃંદ : સહીયર ! સાથીયા કરો;
મંગલ આરતી ધરો.

ધુપ દીપ ફુલમાળ, પ્રેમથી ભરો;
મીઠાં નિવેધ બ્હેન ! હેતથી ધરો.

*      *      *

સહીયર સાથીયાં કરો.

[ ગામ્ય સ્ત્રીઓ કોઈ ફૂલમાળ ગુંથે છે; કોઈ દિપક જલાવે છે; કોઇ પ્રેમથી ફળ ફૂલ ધરે છે; શુક્ર કણિકા સમી ચકોર નેત્રે કંઇક કુમારિકાઓ મંદિરનાં ચોકમાં કુંમ કુંમ ભર્યાં સ્વતિકનાં સાથીયા પૂરે છે. ]

[ પૂજારી આરતીના કર્તવ્યથી વિમુખ્ત થઈ માતાને વંદે છે. ]

પૂજારી : ( ભકિત ભાવે ) જગત્ જનની, જગદંબા, હજારો વંદન હો, મા તને.

[ સૌ કોઇ પ્રેમથી શિર ઝુકાવે છે. ]

અનુકંપા : બેટી કલિકા ! આજનો ઉત્સવ નવરાત્રિ.

સાગર : ( કલિકા સામે જોતો. ) કલિકા ! નવરાત્રિ, એટલે શક્તિ – પૂજા. સ્ત્રી શક્તિનો મહિમા.

માયા : સૌ કોઇએ સ્ત્રી મહિમા ગાયો; વિશ્વમાં.

રસધન શેઠ : ( પોતાની પાઘડી ઉતારી ) માટે દુનિયાની મહા શક્તિ જગદંબાને મારાં વારંવાર નમન – વંદન.

કલિકા : ( મૌન તોડતાં ) શક્તિ – પૂજા કરતું ભવ્ય ભારત, આજ પોતાનાં સ્ત્રી ધનને ચોમેર વધાવશે.

કલગી : ત્યારે, ઘરે ઘેર સ્ત્રીઓની પૂજા થવાની ? કલિકા બ્હેન ! તો મારી પૂજા કયારે થશે ? શું હું સ્ત્રી નથી ?

અનુકંપા : થશે, બ્હેન ! તારીએ કોઈક મહા પૂજા થશે. તારૂં લગ્ન એજ તારી પૂજા. પેલું સંસ્કૃત વાકય તું શું શીખી છો,... પુષ્પધનભાઈની પાઠશાળામાં, તે તો કહે ?

કલગી : **यत्र नार्यस्तु पूज्यन्ते रमन्ते तत्र देवताः ।**

[ પુષ્પધન સાદાં વસ્ત્રે પ્રવેશે છે. સૌ કોઈ તેને નમે છે. ]

**પુષ્પધન** : સ્ત્રી છે, આદ્ય શક્તિ, મહા મંગલદાયી, તમામ વિશ્વની પ્રેરણા, પારણાં ઝુલાવી – પત્થરમાંથી પુરુષ ઘડનાર સ્ત્રી શક્તિને વંદન હો. (પુષ્પધન – સૌ સ્ત્રીઓને બે હાથે અંજલિ આપે છે.)

[ કલિકા પુષ્પધન તરફ જોતી. ]

**કલિકા** : કોણ મોટું ? રાધા કે કૃષ્ણ ?

**પુષ્પધન** : કૃષ્ણચંદ્રનું જ્ઞાન, શક્તિ, અને કર્તવ્ય પાલન, એટલે જ ખુદ રાધા, કૃષ્ણચંદ્રને મન રાધા મોટી.

**કલિકા** : કંઈક ન સમજાય તેવું. 'રાધા'ને મન કૃષ્ણ એટલે પુરણ પુરૂષોત્તમ, વિશ્વનું વિરાટ દર્શન.

**પુષ્પધન** : (વિચાર કરતાં શાંત ચિત્તે) સત્ય.

**કલિકા** : (શંકા ભર્યા નેત્રે) ત્યારે ?

**પુષ્પધન** : 'રાધા' ને મન કૃષ્ણચંદ્રની મહત્તા, કૃષ્ણચંદ્રને હૈયે 'રાધા' એ જ જીવન – એ છે, પ્રેમભક્તિ – પ્રેમભક્તિ – એટલે જ પૂજા. માનવ, માનવની પૂજા કરી; આત્માને ઓળખે. આત્મજ્ઞાનનો વિકાશ એટલે કેવળ ઓજસ, માનવહૃદયે ઉછળતાં વાત્સલ્યનાં પૂર, એટલે, કલિકા ! પ્રભુતા સમજવી – અને એ પ્રભુતા એટલે જ સ્નેહ – એ માર્ગે ઈશ્વર સાક્ષાત્કાર – એ જ છે માનવીનો મૂક્તિ – માર્ગ.

[ દૂરથી તનમન અને અનિલ કુમાર ઝગડતાં પ્રવેશે છે. ]

**તનમન** : અનિલ કુમાર ! હવે તમો સ્ત્રી શક્તિને સમજો. (પોતાના નેત્રે ચઢાવેલાં ચશ્મા સમા કરે છે.)

**અનિલકુમાર** : સમજી લીધી. તું પુરુષની શક્તિ પિછાને છે ? (હેન્ડ સ્ટીક ઠોકતાં) પુરુષની શક્તિ અપાર છે.

**તનમન** : કંઈક આત્મજ્ઞાન પામોને ?

**અનિલકુમાર :** તું આત્મજ્ઞાન વળી ક્યારે શીખી ? ( સોટીને ચકકર ફેરવે છે. )

**તનમન :** ( મંદિરમાં પ્રવેશ કરતાં કલિકા પ્રત્યે આંગળી કરી. ) કલિકા બ્હેનની પ્રેરણા. તેની કૃપા. હવે તો કંઈક સમજો; આજ સ્ત્રી શક્તિનો ઉત્સવ છે.

**અનિલકુમાર :** ( સૌ કોઈની સામે ) અમોને ઉત્સવનું નિમંત્રણ મળ્યું હતું. સહેજ મોડાં થયા...આ સ્ત્રી સ્વાતંત્ર્યનાં કામકાજને અંગે, માફ કરશો ને ! એ પણ શક્તિ પૂજા જ કહેવાય ને ?

**પુષ્પધન :** આવો.

**અનિલકુમાર :** ( માતાની મૂર્તિને પ્રણામ કરતાં ) ભયંકર ભવાનિ ! હજારો વંદન તને. ( તનમનને જુવે છે. )

**તનમન :** ( પ્રણામ કરતી ) મા–વંદન.

**અનુકંપા :** તનમન – અનુભવે, માનવ જીવનનો અર્થ સમજી શકાય. અનુભવ એ જ ગુરૂ છે. તમો બંને માનવતા ઠોકરો ખાઈ શીખી શકશો – આવો.

[ તનમન અને અનિલ કુમાર સૌમાં ભળે છે ]

**પુષ્પધન :** માનવને ત્રણ ગુણ રમાડે છે. સત્વ, રજસ અને તમસ્ તેનું નામ પ્રકૃતિનો ખેલ. જીવન લીલાં કરતું માનવ પ્રાણી આખર એ પ્રકૃતિને આધીન છે. ‘ તમસ્ ’ એટલે ‘ પતન, ’ ‘ રજસ ’ એટલે કર્મ બંધન, અને ‘ સત્વ ’ એટલે ઉન્નતિ.

**કલિકા :** એ પ્રકૃતિનું બંધન કેમ છૂટે ?

**પુષ્પધન :** કર્મ – છૂટે – તોજ બંધન તૂટે; કિંતુ કલિકા ! કદી કર્મ છૂટતું જ થી – સંસાર એ રીતે પ્રકૃતિની ત્રિયાત્મક શક્તિમાં

હંમેશાં ખેલ્યા જ કરે છે. જીવનની પેલેપાર પણ એ પ્રકૃતિ રમે છે, અને જન્મ મરણની પુનઃ પુનઃ દિવસ રાત્રિ એમ થાય છે. કર્મને સાથે લઈ પ્રાણી મરે છે, ફરીથી જન્મ છે. અને પ્રકૃતિને ભોગવે છે.

કલિકા : સાત્વિક ભાવ કોને આધીન ?

પુષ્પધન : પ્રકૃતિનાં અન્ય ક્ષેત્રો રજસ્ અને તમસ્‌ને જ આધીન — રેંટ ચક્ર જેવું એ તો જીવન ચક્ર છે.

કલિકા : સાત્વિક થઈ શકાય કેમ ?

પુષ્પધન : કર્મ – બંધનનું ફળ ત્યાગી, માત્ર ઇશ્વર નિમિત્તે કર્મ કરીને જ, અહંકાર, અને દેહાભિમાન નાશ કરીને સાત્વિક ભાવ ઝીલી શકાય; કલિકા.

કલિકા : ‘ તમસ્ ’ અને ‘ રજસ્ ’નો ભેદ શું ?

પુષ્પધન : દેહની નરી પાસવતા, એ ‘ તમસ્ ’ ભાવ; અહંકાર, મોહ, તેનાં સાથી — રજસ્ – એટલે લાલસા, અને પરિણામે ઉપજતો ક્રોધ. સત્વ ભાવ એટલે ચિરમ્ શાંતી.

કલિકા : સાત્વિકતાની અસર શું ?

પુષ્પધન : પ્રેમ, માનવ દયા – એકાકાર. પૃથ્વી પરની પાર્થિવતાથી પર એવું આત્મ દર્શન.

કલિકા : તે શું અંતિમ અને કાયમ સ્થિતિ છે ?

પુષ્પધન : ના; ત્યાં પણ બંધન ખરૂં. સત્વ ગુણ અહંકારથી પતન પામે – એટલે રજસ્‌નો ઉદય. પ્રથમ અહંકાર, દ્રવ્યનો, તે સામાન્ય – તેથી ચઢીયાતો, સૌંદર્ય અને શરીરનો તે ભયંકર – અને ત્રીજો, મહા અનિષ્ટ કારક, જ્ઞાન, અને વિદ્યાનો. અભિમાન તેજ જીવનનાં પતનનું મૂળ છે. ‘ સત્વગુણ ’ નું પતન કેવળ અભિમાનથી જ

થાય. ચોથું મહા હાનીકારક અભિમાન કીર્તિનું છે, જ્યાં દેહાભિમાન વધે છે, અને સર્વનાશ સર્જાય છે.

કલિકા : એ અભિમાન કેમ જીતાય ?

પુષ્પધન : માત્ર ભક્તિભાવથી. સેવા વ્રતથી.

અનિલકુમાર : પુષ્પધન ! તમો આ જ્ઞાન કયાંથી પામ્યા ?

પુષ્પધન : ( દયા દાખવતો. ) માનવ – પુજા કરીને.

અનિલકુમાર : તમોએ કયા માનવીની પૂજા કરી ?

પુષ્પધન : સ્ત્રી શક્તિની. ( પુષ્પધન શાંત ચિત્તે કલિકાને જોઈ રહે છે. )

તનમન : એ સ્ત્રી શક્તિ તે કોણ ?

પુષ્પધન : ( નેત્રનું તમામ તેજ એકઠું કરી ) કલિકા.

[ કલિકા સહેજ શરમાય છે. ]

અનિલકુમાર : કલિકામાં તમોએ એવું શું જોયું ?

પુષ્પધન : કુદરત. કુદરતનું કલિકામાં દર્શન, એ મારી શક્તિ – પૂજા.

[ રસધન શેઠ, અનુકંપા સાગર, એકમેક સામે જોઈ રહે છે – પુષ્પધન, મંદ ગતિએ મંદિરનાં પગથીયા ઉતરે છે – તેની પાછળ, પગલે પગલે તેની ચરણરજ શિરે ચઢાવતી અને પગથીઓ ચૂમતી–કલિકા–પુષ્પધનનાં ચરણ અશ્રુથી – ભિજવતાં. ]

કલિકા : શિલ્પી ! મારા ભાગ્ય વિધાતા ! ! ( કલિકા પુષ્પધનનાં ચરણ પકડી – લે છે. આંખોમાંથી અશ્રુ સરે છે. )

[ કલિકાનાં શિરે પુષ્પધન પ્રેમ ભર્યો હાથ ફેરવતાં ]

**પુષ્પધન** : કલિકા —!

[ નેપથ્યમાં સ્રીવૃંદનું ગીત ગાજે છે, પુષ્પધન, મંદ મંદ પગલે ચાલવા માંડે છે. ]

**કલિકા** : ( પ્રેમભર, તેનો હાથ પકડી તેને રોકતાં ) માનવ-પૂજા ! ( પડેલી ભવાનીની આરતી હાથમાં લઈ પુષ્પધનની આરતી કરે છે. પ્રણામ કરતી ) મારી યે આ માનવ – પૂજા ! પુષ્પધન !

### ગીત

**સ્રી વૃંદ** : સહીયર ! સાથીયા કરો;

મંગલ આરતી ધરો.

સહીયર ! સાથીયા કરો.

સહીયર ! સાથીયા કરો.

**પુષ્પધન** : ( આંખોમાં પ્રેમ અશ્રુ ઉભરાવતો ) કલિકા ! કલ્યાણી ! ‘ માનવ – પૂજા ’ એટલે ‘ મૂક્તિ – માર્ગ. ’

[ સૌ કોઈ સ્તબ્ધ ભાવે દ્રશ્ય જોઈ રહે છે. ]

( પડદો પડે છે. )

—: સંપૂર્ણ :—

**નોંધ**:—

[ સ્નેહ, વાત્સલ્ય, ભાવ, ઉર્મિ એ બધાં કુદરતી બળો છે; ઇશ્વર તેનો આપનાર મનુષ્ય તેને સંયમથી શોભાવી શકે. તેવી પ્રભુતા ભરી પ્રેમ ભક્તિમાં કોઇ વિઘ્ન ન કરો. હે પ્રભુ ! તેવાં માનવ હૈયાં ઘડજે. ]

મુંબઈ **બંધુ**

[ ૧૮-૧૦-૪૩ ] [ સંવત્ ૧૯૯૯ ના આશ્વિન વદ ૫ ]

## — અ ભિ પ્રા ય —

"...........રા. બન્ધુ લિખિત નાટક 'મુક્તિમાર્ગ' કર્તવ્ય અને ભક્તિની આદર્શભાવનાનો સુભગ સમન્વય રજુ કરે છે અને શાશ્વત મુક્તિ પ્રાપ્ત કરવાનો એ એક સૌથી ઉદાત માર્ગ છે...........તેમની કલાત્મક હથોટી અને અનોખી શૈલી તેમના ઊંડા અભ્યાસ અને પ્રબલ ઉત્સાહની સાક્ષી પૂરે છે જેની મારા મન ઉપર ખૂબ સુંદર છાપ પડી છે........."

મુંબઇ,
૫–૨–૪૪

એન. વી. સંપટ,
બી. એસ. સી.,
એલએલ. બી.,
એડવોકેટ.



### આજ લેખકની આગામી કૃતિઓ

તારક વૃંદ (દશ પૌરાણિક નાટિકાઓ)
હૃદયરાણી (સામાજીક ત્રિઅંકી નાટક)
અંગારાની ઓથે (,, ,, ,,)



## કવિ શ્રી ન્હાનાલાલનાં સાહિત્યસર્જનો

### મજબૂત અને મનોહર બાંધણીમાં પહેલી જ વાર એકઠા બંધાવેલા ગ્રંથોના સેટ

| | | |
|---|---|---|
| કાવ્યપંચક | બાદશાહનામું ૩–૪ | મહાકવિ કાલિદાસના |
| પાનેતર - સોહાગણ | શાહાનશાહ | બે સમશ્લોકી અનુવાદો |
| હરિદર્શન - વેણુવિહાર | અકબરશાહ અને | શકુન્તલાનું સંભારણું |
| મહેરામણનાં મોતી | જહાંગીર–નૂરજહાન | અને મેઘદૂત (મૂળ સાથે) |
| રૂા. ૩–૦ | રૂા. ૬–૦ | રૂા. ૩–૦ |

  

| | | |
|---|---|---|
| કેટલાંક કાવ્યો | ન્હાના ન્હાના રાસ | જયાજયન્ત : ગોપિકા |
| ભાગ ૧–૨–૩ સાથે | ભાગ ૧–૨–૩ સાથે | અને વિશ્વગીતા |
| રૂા. ૪–૦ | રૂા. ૪–૧૨ | રૂા. ૫–૦ |

  

| | | |
|---|---|---|
| ઇન્દુકુમાર | બે સમશ્લોકી અનુવાદો : મૂળ સંસ્કૃત સાથે | કુરુક્ષેત્ર |
| અંક ૧–૨–૩ સાથે | શ્રીમદ્ભગવદ્ગીતા : ઉપાનષદ્પંચક | મહાકાવ્ય |
| રૂા. ૫–૦ | (ઇશ, કેન, કઠ, પ્રશ્ન અને મુંડક) | રૂા. ૧૦–૦ |
| | રૂા. ૪–૦ | |

  

**જગત્પ્રેરણા**

સંસાર અને સન્યાસનો સુંદર સમન્વય કરતું

કવિશ્રીનું તદન નવું નાટક : સરસ રૂપરંગમાં

**ત્રણ રૂપીઆ**



ત્રિપાઠી : બુકસેલર્સ : મુંબઇ–૨